

# સુંદરી સદ્બોધ માળા.

સંપાદિકા,
Mrs. J. M. PANDIT.

pies 1000

# સુંદરી સદ્બોધ માલા.

( સ્ત્રીઓનું કર્તવ્ય. )

સંપાદિકા.

**Mrs. J. M. Pandit.**

संतुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुलेनित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

मनु. अ. ३–६०.


પ્રકાશક.

પુસ્તક પ્રસારક કંપની.

ખંભાત.





સંવત ૧૯૬૩ સને ૧૯૦૬

કિંમત

પાકા પુઠાની રૂ. ૦–૧૨–૦

કાચા પુઠાની રૂ. ૦–૮–૦

# પ્રસ્તાવના.

આર્ય મહિલાઓની થઇ પડેલી અવદશા દૂર કરી તેઓને સ્વધર્મા-ચરણે ચાલવાના ઉપદેશક ગ્રંથોની આપણામાં ઘણી ખોટ છે. એવા ઉપદેશક ગ્રંથોને જોઇએ તેવું ઉત્તેજન નહિ મળતું હોવાથીજ તે બહુધા બહાર પડેલા દૃષ્ટિગોચર થતા નથી.

ધનાઢયો જેઓ ઉપરથીજ સુધારોનો આડંબર ધરનારા છે; તેઓ આવા અગત્યના ગ્રંથોને ઉત્તેજન આપવું એ નજીવી બાબત સમજે છે. ત્યારે જેઓ જુના વિચાર–રિવાજ–ના છે. તેઓતો એવા ગ્રંથોને ઉત્તેજન આપવું તે શુ (?) તેની ( પોતાના ધંધા શિવાય ) તેઓને ગતાગમજ હોતી નથી. ત્યારે માત્ર ગણ્યાને ગાંઠયા ખરા સુધારકો કાંઇક જુજ આશ્રય વખતે આપી શકે છે. એવાં એવાં અનેક કારણને લીધે જોઇએ તેવા ઉત્તેજન વગર એવા ઉત્તમ નીતિ, રીતિના ગ્રંથો બહાર પડતા અટકે છે. અને ખરી રીતે કહીએ તો આપણા દેશમાં અત્યારે જે અનાચારનો વધારો દિવસે દિવસે પ્રસરતો જોઇએ છીએ તે તેનેજ લીધે છે.

કેળવણી–સુધારા–નો ફેલાવો કરવા ઇચ્છનાર સભ્યોએ પ્રથમ પોતાનું ઘર સુધારવાનો વિચાર કરવો અગત્યનો છે. અને જગજ્જનની રૂપ સ્ત્રીઓ જેઓ કલ્પલતા સમાન છે, તે જો સ્વધર્મ નિષ્ટ, નીતિવાન થઇ તો પછી આર્ય ભૂમિના વતનીઓના સુખમાં કાંઇ ખામીજ રહેશે નહીં. !

આટલાજ કારણથી મોટી મોટી સભાઓ કરી, તેમાં સુધારાના સાથી કહેવાવાનું નામનુંજ માન ખાટવા લાંબાં લાંબાં ભાષણો આપ્યા કરતાં, પ્રથમ પોતાનું ઘર કુટુંબ સુધારવા દરેક સજ્જનોએ પ્રયત્ન કરવો જોઇએ અને તેને માટે સ્વધર્મોપદેશ યુક્ત નીતિનાં પુસ્તકોને ઉત્તેજન આપી જન કલ્યાણાર્થે દરેક હિન્દુ કુટુંબમાં તેવા ગ્રંથોનો બહોળો ફેલાવો કરી મુકવો કે ઉછરતી પ્રજા તેવા નીતિ, રીતિ યુક્ત સ્વધર્મનિષ્ઠ ગ્રંથોનું એક પણ વખત મનન કરવા ચુકે નાહ.

આ પ્રમાણે જો થાય તો પવિત્ર છે અંતઃકરણ જેનાં એવા આર્યોનો સ્વલ્પ પ્રયત્ને ઉદ્ધાર થઇ તેઓ સ્વધર્માચરણી અને નીતિવાન થશે એમાં યત્કિંચિત્ પણ સંશય નથી.

આ પુસ્તકમાં જે કાંઇ વિષયની સંકળના કરવામાં આવી છે તે આપણા પ્રાચાન પરમપૂજ્ય ઋષિઓ, મહર્ષિઓનાં પવિત્ર બોધવચનોની પ્રસાદીજ ફક્ત અમુક સંકલનાથી તેના લખનારે વાંચકવૃંદ સમક્ષ રજુ કરી છે. એટલે તેમાં તેમણે કપોળ કલ્પિત કાંઈ કીધું નથી. તેમ છતાં પણ વખતે કેટલાક વખતને માન આપી ચાલનાર નામનાજ સુધારકો આ પ્રયાસને માટે કદાચ એમ કહે કે આ શિક્ષણ-રૂઢી પ્રાચીન સ્ત્રીઓ માટે છે. હાલની વીસમી સદીની સ્ત્રીઓને આવું દુષ્તર શિક્ષણ અપાય નહિ. તો તેથી આ પુસ્તકના લાગતા વળગતાઓને તેથી નિરાશ થવાનું નથી; કારણ કે પ્રાચીન મહર્ષિઓના અથાગ પરિશ્રમથી રચાયલાં શાસ્ત્રને હાલ આ વીસમી સદીમાંજ ધર્મ શાસ્ત્ર ગણી આપણે તેને કેટલુ માન આપીએ છીએ તેનો વિચાર જે મહાશય કરશે તેજ મહાશય આ પુસ્તકની ખરી યોગ્યતાનો ન્યાય કરી લેશે અને એવા મહાશયોના પવિત્ર ન્યાયનેજ આ પુસ્તક આભારી છે.

આ ગ્રંથ યોજનારનો પણ એજ ઉદ્દેશ છે. જેથી સુજ્ઞજનો જેમાં આર્ય પ્રજાના અભ્યુદયનાં કારણો સમાયલાં છે, એવા પ્રયત્નો યોજી તથા તેવા થતા પ્રયત્નને ઉત્તેજી કૃતકૃત્ય થશે એજ આ ગ્રંથ ગૂંથનારના પ્રયાસનું ઉત્તમ ફળ તેને મળ્યું એમ તે માને છે.

આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે જોઇતા શ્લોકો તથા શાસ્ત્રના કેટલાક આધારો મેળવી આપવા અમારા પૂજ્ય શુકલ વિષ્ણુશંકર ભાઇશંકરે અંતઃકરણથી મદદ આપી છે તથા રા. રા. કવિ દયાશંકર રવિશંકર પંડ્યાએ આ પુસ્તકને સુધારવાને અર્થે જે શ્રમ લીધો છે તેને માટે તેઓ મહાશયોનો આ તકે ઉપકાર માનુંછું.

આ ગ્રંથ પ્રકટ કરવા પૂર્વે અમારા મુરબ્બી લોકપ્રિય દીવાન રા. બા. માધવરામભાઇ સાહેબે તેની અસલ પ્રત તપાસી તેને માટે ઉચ્ચ અભિપ્રાય દર્શાવી તે પ્રકટ કરવા યોગ્ય આશ્રય આપ્યો છે જેથી તેમનો ઉપકાર માનતાં જણાવીએ છીએ કે આ ગ્રંથ પ્રકટ થઇજ જનમંડલને રૂચિકર થઇ પડે તો તે સઘળો આભાર તેઓ સાહેબના ઉદાર અંતઃકરણનેજ આભારી છે.

આ પુસ્તક શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં છપાવ્યું છે. ખુશી થવાનું એજ છે કે તેના મેનેજરે આ પુસ્તક સુશોભીત કરવા ઘણો શ્રમ લીધો છે. છતાં કેટલેક ઠેકાણે અક્ષરો ફેરફારનો દોષ રહી ગયો છે એ કરેકશન કરનારની સમજફેરને લીધે થએલું હોવાથી વાંચનાર સુધારી વાંચવા કૃપા કરશે.

આ ગ્રંથમાં સમાવેલો વિશય સર્વેથી સમજાય તેવો હોવાથી અત્રે તેનુ પિષ્ટપેષણુ ન કરતાં જણાવા રજા લઇએ છીએ કે આ ગ્રંથની વિષયમાળા સ્ત્રી નીતિ ધર્મ, દ્વિજ સ્ત્રીઓનું આહ્નિક, સુવાવડ. નારીદેહતત્વ, માનવ ધર્મ માલા, મનુસ્મૃતિ, સંસ્કાર ભાસ્કર આદી ધર્મ ગ્રંથોના આધારે ગૂંથવા પ્રયત્ન થયો છે માટે તેમના કર્તાનો ઉપકાર સ્વીકારીએ છીએ.

ખંભાત
સંવત્ ૧૯૬૨
કૃષ્ણ જયંતી
ભૃગુવાર.

લી.
પ્રકાશક,

# ઉત્સર્જન.

શાસ્ત્રકારોએ પતિવ્રતા સ્ત્રીઓનાં જે સલ્લક્ષણો નિર્માણ કર્યા છે તે સર્વ લક્ષણોથી જેઓ અલંકૃત હતાં, આમાત્ય જેવા ઉચ્ચ પદાધિષ્ઠિત પતિ છતાં જેમનામાં રતિ પણ અહંકાર જોવામાં આવ્યો નથી, જેમણે માધવના ચરણના શરણમાં જીવન વ્યતીત કરી અંતે પણ અસ્ખલિત પાતિવ્રત્યનું ઉત્તમ નિદર્શનરૂપ થવાને સારૂં આશાપૂર્ણઅવસ્થામાં વૈભવ, પરિવાર વિગેરેનો પરિત્યાગ કરીને માધવનાજ ચરણનું શરણ ગ્રહણ કર્યું છે. એવાં ગૃહિણી-ગણ-મણિ સદ્ગુણસંપન્ન અખંડસૌભાગ્યવંતાં રૂક્મિમણીબા તે ખંભાત સ્ટેટના દીવાન સાહેબ રા. બા. માધવરામ હરિનારાયણ વ્યાસનાં સ્વર્ગવાસિની પત્નીને તેમના સર્વ સદ્ગુણોના સ્મરણાર્થે આ સ્ત્રીઓના કર્તવ્યરૂપ લઘુ ગ્રંથ ઉત્સર્ગ કરવો ઉચિત ગણું છું.

ખંભાત
સંવત્ ૧૯૬૨
રામ જયંતી
ભોમવાર.

લી.
સંપાદિકા

# અનુક્રમણિકા.

श्री

# સુંદરી સદ્બોધ માળા.

या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ।
हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिवमोदते ॥

श्री भागवत स्कंध. ७ अ. ७७

મહામાયા લક્ષ્મીજી જેમ ભગવાનની સેવામાં તત્પર રહે છે; તેમ જે સ્ત્રી પ્રભુ બુદ્ધિથી પોતાના પતિની સેવામાં પરાયણ રહે છે; તે સારૂપ્ય મુક્તિ પામી, પોતાના પતિની સાથે વૈકુંઠ લોકમાં લક્ષ્મીજીના જેવો પરમ આનંદ પામે છે.

## ભૂમિકા.

વિંધ્યાટવીની પવિત્ર તલેટીમાં પર્ણકૂટીકાઓ બાંધી વસતા મહાત્માઓ અને સાધ્વીઓમાંનાં એક સદ્ગુણ સંપન્ન અતિ વિદ્વાન સાધ્વી, આર્ય દેશનો અભ્યુદય કરવાની અભિલાષાએ આર્ય મહિલાઓને સદુપદેશ આપવા દેશેદેશ ફર્યા કરે છે. આ મહા સાધ્વીનું વય લગભગ સાઠ ઉપરાંત વર્ષનું નજરે આવે છે. તેઓ આજરોજ પ્રાતઃકાળના દસ કલાકે આવતી રેલવે ગાડીમાંથી અમદાવાદ સ્ટેશને ઉતરી, પાંચ કુવાના દરવાજા તરફ ચાલ્યાં જાય છે. સાધ્વીએ પરમ પવિત્ર શ્વેત વસ્ત્ર ધારણ કરેલાં છે, એક હાથમાં સુંદર

કમંડલ શોભા આપી રહ્યું છે, તથા બીજા હાથમાં એક લાંબી જેષ્ટિકા ધારણ કરેલી છે. ત્યારે ખાંધ પર પુસ્તકોની ગાંસડી બાંધી લીધેલી નજરે આવે છે. વયોવૃદ્ધપણાને લીધે હાથમાંની જેષ્ટિકાનો ટેકો દેતાં દેતાં તે મહાપૂજ્ય સાધ્વી ઉપર જણાવેલા દરવાજા અંદર પ્રવેશ કરતાંજ તેઓને એક પચાસ વર્ષના વયની ગૃહસ્થ મહિલાનો મેળાપ થયો. તેઓએ તે ગૃહસ્થસ્ત્રીને પુછ્યું—"બ્હેન હ્યાં કોઈ નિવાસાશ્રમ મળશે"?

તે દયાળુ ભદ્રાએ નમ્રવાણીથી જવાબ આપ્યો—"હા, માજી તમો કયાંથી પધારો છો, અને કયાં જવા ઉમેદ રાખોછો ? કારણ કે આપના પુછવા પરથી મને એમ જણાય છે કે આપ પરદેશી અને આ શહેરથી અજાણ્યાં છો"

તે સાધ્વી બાઇએ કહ્યું:—હા, બહેન આપનું કહેવું યથાર્થ છે. હું આ શહેર કે જેનું નામ અમદાવાદ છે, જે ગુજરાતની ભૂમિમાં પ્રસિદ્ધ અને પંકાતુ રાજનગર છે તેની પ્રથમજ ભેટ લઉછું. હું એક નિર્ભાગી સ્ત્રી છું. અને આર્ય ભગિનીઓને તેમનો જે સાચો આર્ય ધર્મ તેને સાચવવા અને તે મુજબ વર્તન કરવાનો ઉપદેશ આપવા દેશે દેશ પર્યટન કરૂં છું.

તે સ્ત્રીએ કહ્યું:—અહો ! મહાપૂજ્ય અને પરમ સાધ્વી માતાજી, આ નગરમાં આપનું આગમન થવાથી

મને મોટો આનંદ થયો છે. આપના આવા મહત્ કાર્યનો અલભ્ય લાભ આ નગરની આર્ય મહિલાઓને આપી તેમને કૃતકૃત્ય કરવાની આપની પરમપૂજ્ય અભિલાષા જોઇ અમો આપનાં આભારી છેએ.

હે! મહાભાગ્ય, આપ કોઇ પણ ધર્મશાલામાં ન જ-તાં મ્હારે ત્યાં પધારશો. હું એક ઉચ્ચ જ્ઞાતિની, ગૃહસ્થમાં ગણાતા પતિની સ્ત્રી છું. અને અમારે ત્યાં પધારવાથી આ-પનો આતિથ્યભાવ સારો સચવાશે.

તે સાધ્વીએ કહ્યું:—વિકટ જંગલની પર્ણકૂટીમાં વ-સતાં મનુષ્યોને જ્યાં જોઇએ ત્યાં સદા અનુકૂળતા અને આનંદજ છે છતાં આપ શ્રદ્ધાળુ બાઇનો અત્યાગ્રહ છે તો ભલે ચાલો આજ તમારાંજ અતિથિ થઈ રહીશું. ॐ नमो भगवते वासुदेवाय.

સાધ્વીને સાથે લેઇ તે ભદ્રા દરવાજાની ડાબી બાજુ જ્યાં હનુમાનનું દેવાલય છે તેથી થોડે દૂર પોતાનું મકાન હતું ત્યાં ગઇ. અને પોતાના શ્રદ્ધાળુ પતિને સર્વ વૃત્તાંત વિદિત કરી સાધ્વીની મુલાકાત કરાવી. ધર્મશ્રદ્ધાળુ અને વિવેકી ગૃહસ્થે તે પૂજ્યપાદ પવિત્ર સાધ્વીને નમસ્કાર કરી ઘણી નમ્ર અને પવિત્ર વાણીવડે તેમનો સત્કાર કર્યો.

ભોજન સમય થતાં તે ગૃહસ્થે સાધ્વી બાઇને વિન-તિ કરતાં તેઓ ઉઠી સ્નાન કરી આચમન પ્રાણાયામ વિગેરે

કેટલીક ધર્મક્રિયા કરી ભોજન લેવા બેઠાં. ભોજનથી પરવારતાં તે ધર્મશ્રદ્ધાળુ ગૃહસ્થે સાધ્વીબાઇને વિનંતિ કરી કેઃ—મહાદેવી ! આપની શું વૃત્તિ છે તે સેવકને કૃપા કરી જણાવશો તો તે પ્રમાણે વર્તવા તૈયાર છે.

તે સાધ્વીબાઇએ કહ્યુંઃ—બેટા, તારો જય થાઓ ! આર્યપુત્રોમાં મહાત્માઓનો આતિથ્ય કરવાનો હજુ જે ભાવ રહેલો છે, તેજ કલ્યાણ સૂચક છે ! અને જ્યાં સુધી એ ભાવના નષ્ટ થઇ નથી ત્યાં સુધી આપણે જે કાંઈ ધર્મ-કાર્ય કરવા અભિલાષા રાખીએ છીએ તે થવાનો સંભવ છે. આર્યપુત્ર ! ભારતવાસી ભગિનીઓમાં દિવસે દિવસે અના-ચાર વધતો જતો જોઇ મને બહુ ખેદ ઉત્પન્ન થાય છે ! બેટા, ધર્મના કામોમાં પ્રવૃત્ત રહેતી આર્ય મહિલાઓ આજે ધર્મનું નામ પણ સાંભળવા કંટાળે છે તો પછી ધર્મની આજ્ઞા પ્રમાણે વર્તન તો કયાંથીજ કરે ! હે આર્યપુત્ર ! ઉ-પરના કારણથી આ પવિત્ર આર્યભૂમિની થઇપડેલી અ-વદશા યુક્તિ પુરઃસર બદલાતી જાય અને આર્યનામ ધારણ કરનાર ભગિનીઓ પોતાના ખરા સ્વરૂપ ઉપર પાછી આવી ધર્મા-ચરણો ગ્રહણ કરી આ દુઃખી થઇ પડેલા ભારતવર્ષને પુનઃ દેદીપ્યમાન બનાવે એજ આ કમનસિબ અબળાની અભિલાષા છે.

અધમદશા જેનાથી પ્રાપ્ત થઇ છે એવા દુર્ગુણોનો સમુળગો નાશ થવા સર્વ ભગિનીઓને જાહેરમાં ઉપદેશ

આપી ખરો ધર્મ ઓળખાવવા પુરતોજ મારો આશય છે.

તે ગૃહસ્થે કહ્યું:—અધોગતિમાં આવી પડેલા આર્યોનો ઉદ્ધાર કરવાની અભિલાષા રાખનાર પરમપુજ્ય સાધ્વી માતુ:શ્રી આપના આ ઉત્તમ વિચારોથી અત્રેની આર્ય મહિલાઓ સંસ્કારી થવા, આપના વિચારાનુકૂળ આવતી કાલે હું જરૂર અત્રેની તમામ આર્ય ભગિનીઓને એક વિશાળ મકાનમાં એકઠી થવા આમંત્રણ કરીશ. માટે આજ આપ મુસાફરીથી શ્રમિત થએલાં હોવાથી વિશ્રાંતિ લેશો એવી મ્હારી નમ્ર વિનતિ છે.

તે સાધ્વીએ કહ્યું:—બહુ સારૂં આર્યપુત્ર, પ્રભુ ત્હારૂં કલ્યાણ કરો. !

## દિવસ ૧ લો.

## ધર્મ.

બીજે દિવસે તે ગૃહસ્થે પધારેલાં સાધ્વી બાઇના વિચારાનુસાર આમંત્રણપત્ર કહાડી એક વિશાળ મકાનમાં મહિલા પરિષદ્ એકઠી કીધી; જેની અંદર પ્રમુખસ્થાને બિરાજેલાં પરમપૂજ્ય સાધ્વીબાઇએ મંગળાચરણ કરી સ્ત્રીમંડળમાં આર્યમહિલાઓના ધર્મ સંબંધિ નીચે પ્રમાણે વ્યાખ્યાન શરૂ કર્યું:—

**ॐ विश्वानि देव सवितर्दुरितानि परासुव ।**

**यद्भद्रन्तन्न आसुव ॥ यजु. अ. ३० मं. ३**

હે ! સકલ જગતના ઉત્પત્તિ કર્તા સમગ્ર ઐશ્વર્ય યુક્ત, શુદ્ધ સ્વરૂપ સર્વ સુખોના દાતા પરમેશ્વર, આપ કૃપા કરીને અમારા સંપૂર્ણ દુર્ગુણ, દુર્વ્યસન, અને દુઃખોને દૂર કરી જે કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થ છે તે સર્વ અમને પ્રાપ્ત કરાવો.

સૃષ્ટિના સૌંદર્યરૂપ તથા મનુષ્યરૂપી અમુલ્યરત્નની ઉત્પત્તિસ્થાનરૂપ હે માયાળુમાતાઓ અને બહેનો ! સ્વધર્મ સંબંધના મ્હારા વ્યાખ્યાનને શ્રવણ કરવા તમોને આજે મ્હોટા સમૂહમાં અત્રે એકત્ર થએલાં જોઇ મ્હારૂં હૃદય હર્ષના આવેશથી ઉભરાઇ જાય છે. ભગિનીઓ ! આપણી આ આર્યભૂમિ કે જેની દિવસે દિવસે અવદશા થતી જાય છે, અને આપણો ભારતવર્ષ પાયમાલીની પાયરીએ પહોંચતો આપણી દૃષ્ટિએ જોઇએ છીએ તો તેમ થવાનું મુળ કારણ, હે ભગિનીઓ આપણેજ છીએ.

આર્યમહિલાઓમાં સદાચાર અને ધર્મનીતિના ગુણો નાશ પામતા જાય છે અને તેથી કરીને દિવસે દિવસે અનાચારનો વધારો થતો જવાથીજ તે અનાચારે દેશને દુર્દશામાં લાવી મેલ્યો છે.

જગતનું આધારભૂત બંધારણ અને મનુષ્યના સંસારનું ખરૂં સાધન તથા ઘરનું ભૂષણ સ્ત્રીજ છે. અને તે જો સદાચારયુક્ત નથી હોતી અને તેનામાં ધર્મનીતિનું

જ્ઞાન નથી હોતું; તો તે કુસંગતિથી દૂષિત થાય છે. અને તેથી તેની ચાલ ચલગત અને ગુણોથી યુક્ત જે બાળક ઉત્પન્ન થાય છે; તે નિર્બળ, માઇકાંકલાં, નાહિમ્મત નિરૂત્સાહી અને મતિહીન હોય છે. અને તેવી પ્રજાના આળસ થીજ દેશની પાયમાલી, ખરાબી અને દુર્દશા આજે આપણી દૃષ્ટિએ દેખાય છે.

અરે! બહેનો, વિચાર કરો! આપણો આ આર્યદેશ જે દેવતાઓને પણ દુર્લભ છે; તેવા આ કર્મભૂમિરૂપ ભારતવર્ષમાં કે જ્યાં પોતાના જન્મના સાર્થકરૂપ ઉત્તમ લાભ સ્વલ્પપ્રયત્ને મેળવી શકાય છે અને જે દેશ બીજા દેશો કરતાં ઉત્તમધર્મકાર્ય સાધવા માટે કેવો શ્રેષ્ટ છે! તેને માટે ભાગવત સ્કંધ ૫ અધ્યાય ૧૭ માં શ્રી વેદવ્યાસજીએ વર્ણવ્યું છે કે.

तत्रापि भारत मेववर्षं कर्मक्षेत्र मन्यायष्ठवर्षाणि स्वर्गिणं ।
पुण्यशेषोपभोगस्थानानि भौमानि स्वर्गपदानि व्यपदिशाति ॥

આ જંબુદ્વીપના નવ ખંડોમાં ફક્ત આ ભરતખંડજ કર્મ કરવાનું ક્ષેત્ર છે, અને બાકીના આઠ ખંડો તો દેવતાઓને સ્વર્ગમાં ભોગવતાં અવશેષ રહેલાં પુણ્યોના ભોગ ભોગવવાનાં સ્થળરૂપ પૃથ્વીનાં સ્વર્ગ છે એમ કહેવાય છે. વળી તે મહર્ષિ કહે છે કે.

अत्रापि भारतं श्रेष्ठं जंबुद्वीपे महामुने ।
यतोहि कर्मभूरेषा ततोऽन्या भोगभूमयः ॥ वि. पु.

હે મહામુને ! આ જંબુદ્વીપમાં પણ કર્મ ભૂમિરૂપ આ ભરતખંડ શ્રેષ્ઠ છે, અને બીજા દેશો તો ભોગભૂમિ રૂપ દેશો છે.

હે બહેનો ! સ્વર્ગવાસી દેવો પણ સ્વર્ગ કરતાં ભરત-ખંડમાં જન્મ થયેલાને ઉત્તમ માને છે. કહ્યું છે કે.

गायन्ति देवाः किलगीतकानि
धन्यास्तु ये भारतभूमिभागे ।
स्वर्गापवर्गस्य च हेतुभूते
भवन्ति भूयः पुरुषाः सुरत्वात् ॥

દેવો પણ એવાં ગીતો ગાય છે કે સ્વર્ગ અને અપવર્ગના હેતુ-રૂપ ભારતભૂમિ ઉપર જે પુરૂષો ઉત્પન્ન થાય છે તેઓ અમારા દેવ-પણા કરતાં શ્રેષ્ઠ છે. અર્થાત્ દેવપણા કરતાં જેઓ ભારતભૂમિમાં મનુષ્ય પણું પામે છે તેઓને ધન્ય છે.

ઉપરનાં મહાન્ તેજોમય ભગવાન્ વેદવ્યાસજીનાં વચનોથી હે બહેનો ! આપણી ખાતરી થાય છે કે આપણો આ ભરતખંડ કર્મ કરવામાં સર્વ ખંડોમાં શ્રેષ્ઠ છે. તો હે ભગિનીઓ ! આવા દેવપ્રાર્થિત ભૂમંડળ ઉપર જન્મ ધરી-ને જે સ્ત્રી વા પુરૂષ પોતાનું ખરૂં કર્તવ્ય જાણતાં નથી તે પરિણામે અતિ ક્લેશપાત્ર થઇ દુઃખતર સ્થિતિને પામેછે. માટે સ્ત્રી તથા પુરૂષે પોતાને પુનઃપુનઃ પ્રાપ્ત થતા જન્મ મરણાદિ ક્લેશોથી છુટવા પોતાના વર્ણાશ્રમને યોગ્ય સત્કર્મ-દ્વારા ત્રિવિધ તાપને દૂર કરનાર જ્ઞાન અને યોગ એજ મુ ખ્ય ઉપાય છે; એમ જાણી તે મેળવવા સદા જગત્‌ની ગાઢ

નિદ્રામાંથી જાગ્રત્ રહી પ્રયત્ન કરવો એજ ઉત્તમકુળમાં જન્મ ધર્યાનું સાર્થક છે.

હે આર્યબહેનો! ધર્મજ આ લોક તેમજ પરલોકમાં સુખદ, સ્થિર અને પ્રાપ્તવ્ય સ્થાનને પમાડનાર છે. માટે પોતાનો યોગ્ય ધર્મ શો છે, તેનો શ્રીગુરૂ શાસ્ત્રદ્વારા નિશ્ચય કરી તે ધર્મ પાળવા સદા તત્પર રહેવું.

હે બહેનો! જે ધર્મ પાળવા આપણ દૃઢ રહીશું તે ધર્મ પણ આપણા અભ્યુદય તથા સંરક્ષણમાં સદા સર્વદા તત્પર રહેશે. જુઓ ધર્મસંરક્ષણનુ ફળ શાસ્ત્રવેત્તાઓએ કેવું વર્ણવ્યું છે.

**गण्यंते पांसवो भूमेर्गण्यंते वृष्टिबिंदवः ।**
**न गण्यंते विधात्रापि धर्मसंरक्षणे फलम् ॥**

પૃથ્વી ઉપરનાં ધૂળનાં રજકણોગણાય, વરસાદનાં ટીપાં પણ ગણાય, પરંતુ ધર્મ સંરક્ષણથી જે ફળ થાય છે, તેની ગણના વિધાત્રાથી પણ થઈ શકતી નથી.

માટે હે બહેનો! સ્ત્રી પુરૂષે પોતાના સ્વધર્મ પાલનમાં સદા આસક્ત રહેવું એજ જરૂરનું છે.

ધર્મ સાધન કરવામાં સત્કર્મ તથા સદાચાર બન્નેની જરૂર છે. વળી ચિત્તશુદ્ધિ થઈ નથી, મનના વિક્ષેપનો નાશ થયો નથી, ત્યાં સુધી શુદ્ધ જ્ઞાન કોઇને પ્રાપ્ત થતુંજ નથી અને ચિત્તશુદ્ધિ થવા તથા મનના વિક્ષેપનો નાશ થ-

વા કર્મ તથા ઉપાસનાની જરૂર છે. કર્મથી ચિત્તશુદ્ધિ થાય છે અને ચિત્ત શુદ્ધ થએ ઉપાસનાથી મનની ચંચળતા નાશ પામે છે. અને ત્યારબાદ જ્ઞાનના અધિકારી થવાયછે*

હે બહેનો ! શાસ્ત્રમાં કહ્યું છે કે. आचार: परमो धर्मः એટલે આચાર એ પરમ–ઉત્કૃષ્ટ ધર્મ છે. જેથી સ્વધર્મ કર્મની સાથે સદાચાર હોય તોજ સત્કર્મ શોભી ઉઠે છે. અને સદાચાર હશે તોજ ધર્મ સચવાશે એમ મહાત્માઓ કથી ગયા છે. કારણ કે માણસની પવિત્રતા તથા ધર્મ કર્મની ગણના તેના આચાર ઉપરથીજ કરાય છે.

મારી આર્યબહેનોને એવા સદાચારથી વિભૂષિત રહેવાની વધારે જરૂર છે. પુરૂષ તેવા ધર્માચરણોથી યુક્ત હશે અને સ્ત્રી જો દુરાચારી હશે તથા ધર્મનિષ્ઠ નહિ હોય તો પુરૂષના તે ગુણો જગતમાં ઉપહાસકારક થાય છે. અને સ્ત્રી તથા પુરૂષ બન્ને એવા સ્વધર્મનિષ્ઠપણાથી વિભૂષિત હોય તો તે દુનિયામાં કીર્તિરૂપ થઇ પડશે.

હે બહેનો ! મનુષ્યનો ગૃહસ્થાશ્રમ સ્ત્રીઓ ઉપરજ રહેલો છે. મહાભારતમાં વ્યાસ નારાયણ વદે છે કેઃ—

अर्द्धभार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा।
असहायस्य लोकेऽस्मिन् लोकयात्रा सहायिनी ॥

भारत—आदिपर्व.

* કર્મના બે વિભાગ કહ્યા છે. કામ્યકર્મ તથા નિષ્કામ કર્મ.
દ્વિ. સ્ત્રી. આ. પ્ર. પૃ. ૮.

## ધર્મ.

આ લોકોમાં સ્ત્રી, એપુરૂષનું અર્ધું અંગ તથાઉત્તમોત્તમ મિત્ર છે. કારણ કે, સહાય વિનાના પુરૂષને આ જગત્ વિષે લોક વ્યવહારમાં સ્ત્રી સહાયતા કરનારી છે.

વળી હે બહેનો કહ્યું છે કે:—

**धर्मार्थ काम लाभेषु भार्या पुंसःसहायिनी।**
**विदेश गमने चास्यसैव विश्वासकारिका ॥**

**शान्तिपर्व.**

ધર્મ, અર્થ તથા કામ સમયે પુરૂષને સ્ત્રી સહાયતા કરનારી છે અને પરદેશ જતી વખતે વિશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે.

વળી,—

**नास्तिभार्या समो बंधुर्नास्ति भार्या समागतिः ।**
**नास्तिभार्या समोलोके सहायो धर्मसंग्रहे ॥**

**आदिपर्व.**

જગત્માં પુરૂષને સ્ત્રીના જેવું સંબંધિ, આધાર તથા ધર્મનો સંગ્રહ સહાય કરનાર બીજું કોઈ પણ નથી.

**तथा रोगाभि भूतस्य नित्यं कृच्छ्रगतस्य च ।**
**नास्ति भार्यासमं किंचिन्नरस्यार्तस्य भेषजम्**

**आदिपर्व.**

વળી રોગથી પીડાતા અને દુઃખ પામેલા દુઃખી પુરૂષને, નિત્ય સ્ત્રીના સમાન બીજું કોઇ પણ ઔષધ નથી.

**હે બહેનો! સદ્ગુણી સ્ત્રી એ દુઃખમાં ઔષધ તુલ્ય છે, સુખમાં આનંદવર્ધિની તથા ધર્માદિ સંપાદન કરવાનુ**

સાધન છે. અને સર્વથી અધિક તો સુજનની થએ સારી પ્રજા ઉત્પન્ન કર્યાથી તે બહુજનના કલ્યાણનું સર્વોપરી કારણ થાય છે.

માટે હે બહેનો ! દુનિયાનાં કાર્યોનો અધિક છે આધાર જેના ઉપર એવી હે ! આર્યમહિલાઓ, તમારે સદાચારી તથા સ્વધર્મનિષ્ઠ રહેવું જોઇએ. વળી રજસ્વલા, પ્રસૂતિ, ગર્ભસ્રાવ આદિ કારણોને લઇને સ્ત્રીનો દેહ શાસ્ત્રમાં અપવિત્ર ગણેલો છે જેથી તેઓએ વધારે પવિત્ર રહેવાની જરૂર છે.

હે બહેનો ! અધર્મને વશ થએલી સ્ત્રીઓથી પુરૂષના ગૃહસ્થાશ્રમમાં તથા તે સ્ત્રીથી ઉત્પન્ન થતી પ્રજામાં ઘણાં દૂષણો જોવામાં આવે છે. અને એ દૂષણોથીજ આ ભારતવર્ષની અવદશા થતી દૃષ્ટિગોચર થાય છે. પરમાત્મા શ્રી કૃષ્ણ પ્રત્યે અર્જુને કહ્યું છે કે.

अधर्माभिभवात्कृष्ण, प्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषुदुष्टासुवार्ष्णेय, जायते वर्णसंकरः ॥

હે શ્રીકૃષ્ણ ! અધર્મને વશ થવાથી કુલની સ્ત્રીઓ દૂષિત થાય છે. વ્યભિચારિણી થાય છે. હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા—શ્રી કૃષ્ણ ! તે દૂષિત થયેલી સ્ત્રીઓમાં વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે.

હે બહેનો ! આર્યમહિલાઓ ઉપર જે અત્યારે અજ્ઞાન રૂપી અંધકારથી આચ્છાદિત થઇ, મલીન થઇ, સ્વધર્મ ભૂલી અધર્મને વશ થયાનું કલંક આવે છે તે દૂર કરવા

આપણે આપણું વલણ ધર્મ માર્ગે દોરીએ અને બરાબર સદાચારથી ચાલીએ તોજ પુરૂષનો ગૃહસ્થાશ્રમ પણ ધન્યવાદ આપવા યોગ્ય થાય. અને આ ભરતખંડ અત્યારે જે સ્વધર્મનિષ્ઠતા તથા સદાચાર વગર દૂષિત છે તે પાછો મૂળ સ્વરૂપમાં દીપી નીકળે એમાં જરાએ સંશય નહિ.

હે બહેનો! સ્ત્રીનીતિધર્મના કાર્યમાં આપણી આર્ય બાલાઓ જેટલી પછાત છે તેટલી બીજી કોઇ નથા.

હે બહેનો! સદાચારી થવા માટે ધર્મશાસ્ત્રના પ્રમાણો આપી હું તમોને આગળ ઉપર સારી રીતે સમજાવીશ. સ્ત્રીને સંસારની ખરી સહાયક અને ઉપયોગી બનાવવાનું મૂળ સાધન તેઓને ગૃહશિક્ષણ અને ગૃહકાર્યને અર્થે ધર્મનીતિયુક્ત કેળવણી સાથ વ્યવહારોપયોગી ઉચ્ચ પ્રકારનું જ્ઞાન આપવું તેજ છે. તેનું વિવેચન આપણે પ્રથમ કરવા જરૂર છે. જેથી તે બાબત હું તમો બહેનોને સંભળાવું છું જે ઉપર લક્ષ આપશો.

આર્ય મહિલાઓ—હે માતુશ્રી ઉપરની બીના ચરચાવવા પહેલાં આપને અમો વિનંતિ કરીએ છીએ કે, કેટલાકો તરફથી આજની કેળવણી માટે એવો દોષ દેવામાં આવે છે કે સ્ત્રીઓને ભણાવવાથી તે વંઠી જાય છે, અમર્યાદ થાય છે; તો તે દોષારોપણ વ્યાજબી છે કે કેમ તે ઉપરના વિષય સાથે ચરચાવા કૃપા કરશો.

સાધ્વીબાઇ—ભગિનીઓ! જે વિષય હું ચરચાવા

ઇચ્છા રાખતી હતી તેનુંજ આપનું માગણુ છે. અહા ! આપનો પ્રશ્ન સમયને અનુસરતો અને ઘણો ઉત્તમ છે. હા, આર્યબાળાઓ ઉપર વિદ્યાભ્યાસ કરવાથી સ્વતંત્ર, અમર્યાદ અને કુમાર્ગે ચડવાના આરોપો છે ખરા; પરંતુ બહેનો ! ઉપરની સમજણ તેઓની કેટલેક દરજ્જે ખરી છે અને કેટલેક દરજ્જે ભૂલ ભરેલી પણ છે. કારણ કે સ્ત્રી બગડેછે તેમાં કાંઇ કેળવણી કે વિદ્યાનો દોષ નથી; પરંતુ તે દોષ સ્ત્રીઓના સ્વભાવનો છે. વિદ્યા સદા પવિત્ર છે અને કેળવણી દુર્ગુણોને સદા દૂર કરે છે. તો પછી દુરાચાર અને તેને લખતાં વાંચતાં શીખવા સાથે શો સંબંધ છે ? ! જે સ્ત્રીઓને ધર્મ નીતિની કેળવણી નથી મલતી તેજ ખરાબ સોબતમાં પડી કુકર્મ કરે છે. બાકી તેવી કેળવણી વાળી સ્ત્રીઓ જીવતા સુધી પોતાનું શીળ સાચવી કદી પણ કુમાર્ગે ચાલશે નહીં. હા ! વાંચતાં લખતાં આવડયું એટલે કેળવણી લીધી કહેવાય નહીં પરંતુ તેના ગુણનો ઉપયોગ કરવાથીજ તેનુ ફલ માલમ પડે છે. અને તે પણ પાત્ર ઉપર આધાર રાખે છે. સુપાત્રને પાસ થએલી વિદ્યા સારા ફળને આપનારી થાય છે. અને કુપાત્ર માટે તેથી ઉલટું નિવડે છે. હે બહેનો ! સ્ત્રીઓને બગડવાનું કારણ માત્ર ઘરના તરફનો બીલકુલ અંકુશ નહીં તે અને નહાનપણમાંજ કુસંગતિમાં ભળતી કેટલીક કઢંગી સ્વતંત્રતા છે. સ્ત્રીઓનું મન પુરૂષ કરતાં ઘણુંજ કોમળ હોય છે, જેથી તેને ન્હાનપણથીજ સારી સોબત

હોય અને ધર્મનીતિની કેળવણીની છાપ તેના હૃદયમાં ઉં-ડી પાડવામાં આવે તથા સતીસ્ત્રીઓનાં ચરિત્રનું તેને અ-ધ્યયન આપવામાં આવે, તેમ ગૃહકાર્ય અને ગૃહવ્યવસ્થા વિગેરે મોટપણે ઉપયોગી થઇ પડતા વિષયોનુ શિક્ષણ પણ તેને આપવામાં આવે તો તે અસર જીંદગી પર્યંત તેના હૃ-દયમાં ચોટી રહેશે. અને જેથી આગળ ઉપર તે ઉત્તમ સ-દ્ગુણી સ્ત્રીનું પદ પામ્યા વિના રહેશે નહીં.

આર્ય મહિલાઓ—હે ! મહાદેવી ! કન્યાશાળામાં હાલ અપાતા શિક્ષણ બાબત આપનો શું અભિપ્રાય છે ?

સાધ્વીબાઇ—હે બહેનો ? કન્યાશાળામાં આપવામાં આવતું શિક્ષણ તો તરેહવારજ છે. અને તે એજ કે બાલ-કીઓને સાત ચોપડી સાથ, ભૂગોળ, ઇતિહાસ, વ્યાકરણ, ગણિત વિગેરેનો અભ્યાસ અને તે સાથે સ્હેજ સાજ ભરત અને ચિત્રકામ શિખવવામાં આવે છે. પરિક્ષાઓ લેવામાં આવે ત્યારે પાસ થવાની લાલચે મેહેતાજીઓ ઉપરના પુ-સ્તકોનું પોપટીયું જ્ઞાન મોઢે કરાવે છે. અને તેથી ઉછરતી બાળાઓના કોમળ મન ઉપર ભારે બોજો પડવાથી તવાઇ જાય છે. હે બહેનો ! પરીક્ષામાં પાસ થઇ સર્ટિફિકેટ મેળ-વ્યું એટલે કૃતાર્થ થયાં એમ સમજવું નહીં પરંતુ જ્યાં સુધી સંસાર વ્યવહારોપયોગી કેળવણી મળી ન હોય ત્યાં સુધી તે જ્ઞાન અપૂર્ણ છે એમ કહેવામાં વાંધો નથી.

હે આર્ય બહેનો! સ્ત્રીઓની પાઠશાળા–કન્યાશાળા-

માં તેવી ધર્મ શિક્ષણની કેળવણી ખસુસ કરી દાખલ કરવી જોઇએ. અને તેમ થાય તોજ હાલમાં ચલાવવામાં આવતું શિક્ષણ પણ ઉપયોગી થઇ પડે.

હે બહેનો! ઉપરના વિષયોના અલ્પજ્ઞાન સાથે નીતિ રીતિ અને સદાચાર સાથ ગૃહકાર્ય, ગૃહવ્યવસ્થા, બાળશિક્ષણ, બાળરક્ષણ, સ્ત્રીધર્મનીતિ વિગેરે વિષયો જે તેને મોટપણે ઉપયોગી થનાર છે; તે તેમની સંસારિક સ્થિતિને વિચારી કન્યાશાળામાં ચલાવવા જોઇએ. અને તેને માટે આપણે આર્ય મહિલાઓને ગ્રહણ કરવાજોગ કેળવણી ઉપર દોરાઇ પ્રથમ દીકરીનાં માબાપમાં કેવા ગુણ જોઇએ તે ઉપર હું આવતી કાલે તમો આગળ વિવેચન ચલાવીશ.

દિવસ ૨ જો.

## માબાપના ગુણ.

હે બહેનો! આજ હું તમોને માબાપ કેવા ગુણનાં જોઇએ તે કહી બતાવુંછું. હે માયાળુ ભગિનીઓ! જ્યારથી જગત્કૃપાળુ પરમાત્માએ આ દુનિયામાં પ્રાણી માત્રમાં શ્રેષ્ઠ એવી મનુષ્ય જાતિ ઉત્પન્ન કરીછે; ત્યારથીજ તે પ્રાણીમાત્રો કરતાં મનુષ્યને સારી નરસી બાબતો ઉપર વિચાર કરવા બુદ્ધિ આપીછે. જેમ જેમ બાળક મ્હોટુ થતું જાયછે, તેમ તેમ તેની બુદ્ધિનુ પ્રાબલ્ય ખીલતું જાય છે; અને તે બુદ્ધિબળ

ખીલવવું અને જે વલન ઉપર દોરી જવું એ ખાસ તેના માબાપોનીજ ફરજ છે; કારણુ તે વખતની તે બાળકની બુધ્ધિ એવી વિચીત્ર હોય છે કે, જેમ એક વેલને ફેલાવો પામતી વખતે જે કાંઇ વૃક્ષ, લાકડું, દોરી કે આખર દીવાલ વિગેરે જે હાથ લાગે છે અને જેનો આધાર મળે તેની ઉપર તે વિંટાય છે. તેવી રીતે બાળકની બુધ્ધિ જે વખતે ખીલવા માંડે છે, તે વખતે જે ટેકો મળે તેવા ગુણો તે પકડે છે. માટે બાળકને માબાપોએ જાતેજ યોગ્ય શિક્ષણુ આપવું જોઇએ.

હે બહેનો ! આ સૃષ્ટિમાં બાળકના સારા નરસા ભવિષ્યનો અને જનમંડળના કલ્યાણુનો આધાર માતપિતાજ છે.

હે બહેનો ! કેટલાક ઘરમાં કે પાડોશમાં રોજ મારા મારી કે ગાળાગાળી કરે છે તે વખત બાળકના માબાપો તેને હાસ્યરસમાં એક બીજાના ઉપર ઉશ્કેરી વિવિધ અપશબ્દો બોલાવરાવે છે. વળી તેઓની માઓની સહિયરોના ટોળામાં પણુ મન ખુશ કરવાને તથા રમાડવાના હેતુથી કેટલાક અપશબ્દો બોલાવરાવે છે. વિગેરે બાળક દેખી તથા સાંભળી જેવો તે ઘરનો આચાર દેખે છે તેવો તે શિખે છે; માટે માબાપે બહાર અગર ઘરમાં સારી રીતે વર્તવું; કારણુ બાળકની યાદદાસ્ત ન્હાનપણુમાં મ્હોટાં કરતાં ઘણી સતેજ રહે છે. ન્હાનપણુમાં તેને જે શિખવ્યું હોય તે તે ભૂલતું નથી. અને તેના તે ગુણો પોપટના બે બચ્ચાં જેવા નિવડે છે.

આર્યમહિલાઓઃ—હે પરમકૃપાળુ માતાજી! તે કથા કેવી રીતની છે તે જણાવા કૃપા કરશો.

સાધ્વીબાઇઃ—બેહેનો! જેવી સોબત તેવી અસર—દેખદેખે અને શિખવ્યું શિખે તેવી બચપણની રીતિ છે. માબાપના જે ગુણો હોય તેજ બાળક શિખે છે. સાંભળો તે ઉપર પોપટનાં બે બચ્ચાંની કથા તમોને સંક્ષેપમાં કહી સંભળાવું છું:—

## પોપટના બે બચ્ચાંની વાત.

એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં લેઈ ગયો, તેમાંનું એક બચ્ચું સારા માણસને ઘેર વેચ્યુ, ને બીજું નઠારાને ત્યાં વેચ્યું. પેલા સારા માણસને ઘેર વઢવાડ કે ગાળાગાળી થતી નહોતી; ભૂંડું બોલે નહિ; કોઇ આવે જાય તો તેને સારી રીતે બોલાવે, ને માન આપે. પેલો પોપટ એ સર્વે શીખ્યો. પણ પેલા નઠારા માણસના ઘરમાંતો રોજ મારામારી, ગાળાગાળી, લુચ્ચાઇ, ને દોંગાઇ થાય; તે સઘળું તે પોપટ શીખ્યો. તે ગામનો રાજા એક દિવસ તે રસ્તે થઇ જતો હતો, તેને જોઇને નઠારા માણસના ઘરવાળો પોપટ ભુંડી ગાળો દેવા લાગ્યો, ને બોલ્યો "એને મારો, કાપો." એ સાંભળી, રાજાને ખોટુ લાગ્યું, પણ બોલ્યો નહીં. આગળ ચાલતાં, પેલા સારા માણસનું ઘર આવ્યું ત્યાંનો પોપટ રાજાને જોઇને આવકાર ભરેલા મધુર વચનો

બોલ્યો. એ સાંભળી, રાજાને નવાઇ લાગી, ને વિચાર કરતો કરતો ઘેર ગયો. પછી તપાસ કરતાં માલુમ પડયું કે, એ બન્ને પોપટ એકજ માબાપનાં બચ્ચાં છે, પણ એક નઠારી સોબતમાં રહ્યું, તેથી નઠારૂં નિકળ્યું; ને બીજું સારી સોબતમાં રહ્યું, તેથી સારૂં નિવડયું. એથી સોબત તેવી અસર એ રાજાને પ્રત્યક્ષ પુરાવો મળ્યો.

મારી વ્હાલી બેહેનો! ઉપરના દૃષ્ટાન્તથી ખાતરી થઇ હશે કે બાળકના કોમળ મન ઉપર જેવી સંગતિ હોય તેવી અસર લાગતાં જરાવાર લાગતી નથી. માટે ન્હાનપણમાં માબાપે છોકરાં ઉપર પુરતી કાળજી રાખી તેમને ખરાબ ગુણો ન વળગે તે તરફ ખ્યાલ રાખવો જોઇએ. બાળકોને માબાપે માઠી ટેવ પડવા નહિ દેવી જોઇએ. અને તેવી ટેવ પડતી વખતે માલમ પડે તો તે તુરત સુધારવા પ્રયત્ન કરવો જોઇએ. કોઇ ચીજ માટે તે આડાઇ કરે તો તેને સમજાવી શાન્ત પાડવું. તેણે કાંઈ ગુન્હો કીધો હોયતો મુર્ખ માબાપોની પેઠે વધુ શિક્ષા ન કરતાં દરેક વાંકની દરમ્યાન પ્રથમ સમજાવ્યા છતાં ફરી તે કામ કરેતો તેને શિક્ષા કરવી. અને તે પણ તેના શરીર ઉપર નજર રાખી તથા વાંકનું સ્વરૂપ જોઈ કરવી. પરંતુ શિક્ષા કરતાં ધાક રાખવી. અને તે એવી કે, તે ડરથી તે કાંઇ આડો વર્તણુંક ચલાવી ગુન્હો થવા દેજ નહીં. છોકરાંને મોઢે ચડાવવાથી તે બહેકી જાય છે તથા ઢોરની માફક માર્યાથી નઠોર થઇ જાય છે.

મારવાથીજ બુદ્ધિ આવે છે એવું કાંઇ છે નહિ, પણ ધાક રાખવી એજ ઉત્તમ છે.

વળી તે બહારથી કાંઇ ચીજ લાવેતો તેપર વિચાર કરી તે કયાંથી લાવ્યો વિગેરેની તપાસ કરી ખાતરી કરવી. તેના બોલવા ઉપર વિશ્વાસ લાવી બેસી રહેવું નહિ. કારણ કે, માબાપ અથવા મહેતાજીનું મન સપાદન કરવા રાજી રાખવા, ચોરી કરીને પણ છોકરાં કાંઇ ચીજ લાવી આપે છે અને કહે છે કે, મને તો તે જડી! કોઇએ આપી. વિગેરે કહી તે આપણનેજ ઠગે છે.

હે બહેનો! નિશાળે મુકયા પછી બાળકની સંભાળ રાખવી. તે જાય છે કે કાંઇ બેશી રહે છે વિગેરે તપાસતા રહેવું. ન્હાનપણથી ધીમેધીમે વિદ્યાભ્યાસ કરાવવાથી તેની બુદ્ધિ ખીલતી જાય છે. માતાઓ ધર્મ, નીતિ, પરમાર્થ, સત્ય વચન, ભક્તિ, કરકસર, સુઘડતા, શાન્તિ, ધૈર્ય, મધુરભાષણ, પતિવ્રત્ય વિગેરે ગુણોથી વિભૂષિત હોય તો છોકરાં ખસુસ તેની કેલવણીથી તેવાંજ સદ્ગુણી થાય એમાં યત્કિંચિત્ પણ સંશય નહિ.

હે બહેનો! જે ઘરમાં મમતા અને ધર્મનો પ્રભાવ વ્યાપી રહ્યો છે. બુદ્ધિ અને મન પોતાનો વ્યાપાર ડહાપણથી ચલાવી રહેલાં છે તથા દરરોજનો વ્યવહાર પ્રમાણીક છે તે ઘર સુખ અને સદ્ગુણનું મંદિર છે એમ સમજવું. આવું મંદિર સંસારની તમામ ઉપાધિઓથી બચાવી શકે છે.

આવી સદ્દગુણીમાતાવાળા મકાનમાં બાળક સારા સ્વભાવનાં સદ્દગુણી અને આનંદી થાય એમાં શું નવાઇ !

હે બહેનો! માતાજ બાળકને નીતિવાન, પરાક્રમી, સદ્દગુણી, બનાવે છે. એવી મહાગુણસંપન્ન જનેતાઓનાં ઉત્તમગુણ અને શિક્ષણના પ્રતાપેજ સીતા, તારા, દ્રૌપદી, સાવિત્રી વિગેરે મહાસતીઓએ મહાગુણવાન થઇ, જગત્માં પોતાની કીર્તિ અમર કરી છે. માટે માતાઓએ શેઠાણીબની બેસી ન રહેતાં પોતાની બાળક પ્રત્યેની ફરજો બજાવી તેને સદ્બોધ આપી સુરસ્તે ચડાવવા પ્રયત્ન કરવો એજ ઉત્તમ માબાપોની ઉત્તમતા છે.

શ્રીમંતનીસ્ત્રીઓ બચ્ચાંઓને રમાડવા ચાકરને સોંપે છે. જેથી તે બાળકોની બુદ્ધિ ચાકરના સહવાસથી તેના જેવીજ થાય છે. માટે સદ્દગુણીસ્ત્રીપુરૂષે તેમ નહીં કરતાં તેઓને હમેશ પોતાના સહવાસમાંજ ઉછેરી મોટાં કરવાં.

હે બહેનો ! બાળકીઓને ઘર તથા વિદ્યા સંબંધીની જોઇતી કેળવણી આપ્યા બાદ શાસ્ત્રમાં ઠરાવેલી ઉમર થએ માબાપોએ તેને યોગ્ય વર સાથે પરણાવવી જોઇએ. કેટલાક માબાપો છોકરીના સુખદુઃખનો જરાપણ વિચાર ન કરતાં ન્હાના વર સાથે પરણાવે છે, કે કાંતો બાળપણમાંજ લગ્ન કરી દે છે કે જેથી શીતળ જેવા ઉપદ્રવથી વખતે તે બાળકપતિના જાતની હાનિ થાય તો તે કન્યા તેમને જન્મારો શઘડીરૂપ વેઠવી પડે છે. અથવા મૂર્ખમાબાપો ફક્ત

પૈશાનીજ અભિલાષાથી કન્યાવિક્રયકરી રત્નરૂપ કન્યાને ઘરડા ઠચ્ચર જેવા, કે કાંતો ન્હાનો બાળક જેવા, કે કાંતો રોગી કે નાલાયકવરસાથે વરાવી તે બાળાની જીન્દગીમાં ધૂળ નાંખે છે.

હે બહેનો ! ઉપર જણાવેલા બાળલગ્ન, કજોડાં, અને કન્યાવિક્રયઆદિથી થતાં લગ્નના દુષ્ટરિવાજનો પ્રચાર આજકાલ આ ભારત ભૂમિમાં એટલો સજ્જડ પ્રસર્યો છે કે, તેને નિર્મૂળકરવા જો કે ઘણા વિદ્વાનો મથે છે તોપણ તેઓની ધારણામાં તેઓ હજુ સુધી ફત્તેહમંદ ઉતર્યા નથી.

હે બહેનો ! આપણી આ જન્મભૂમિની અધમદશા થઇ પડવાનું મૂળ કારણ હે ભગિનિઓ તમારાં બચ્ચાંઓને ખોટાં માનખાટવા ઢીંગલાઢીંગલીનીપેઠે અલ્પવયમાં વરાવી–બાળલગ્ન કરો છો તેજ છે

હે બહેનો ! બાળલગ્ને આપણામાં કેટલી અડચણ પેદા કરી છે તેનો દાખલો ઘેરઘેર દૃષ્ટિગોચર થાય છે. અર્થાત્ બાળલગ્નની હાનિથી એકપણ ઘર ભાગ્યેજ મુક્ત હશે !

હે બહેનો ! કોઇ ઘેર છોકરાને તેની દુષ્ટવાંચ્છનાનો દાઘ લાગેલો હશે; તો કોઇ ઘેર દીકરીનું રમખાણ મચી રહેલું આપણે જોઇએ છીએ. અને વળી કોઇ ઘેર જુગલ જોડીની ધામધુમ ચાલી રહેલીજ દેખીએ છીએ.

હે ભારતવાસીબહેનો ! તમારા સુખોનું સત્યાનાશ વાળનાર તમોને અધોગતિમાં લાવી મુકનાર તે દુષ્ટ બાળલ-

ગ્નનો અત્યંત હાનિકારક રિવાજજ છે. તો તે બંધ કરવા કેમ કોઈ લક્ષ આપતું નથી? અરે! તે બંધ કરવામાં કાંઇ જ્ઞાતિબંધન કે ધર્મની અડચણ નડે તેમતો નથી તોપછી આર્યો ઘોર નિદ્રામાં ઘોરતા પડી રહી હાથે કરી પોતાની હાનિ કેમ કરી લેછે તે સમજાતું નથી!

બહેનો! તમોને ખબર તો હશેજ કે, આપણા ધર્મ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે બ્રાહ્મણોએ ઉપનયનસંસ્કાર કીધા પછી ઓછામાં ઓછાં બારવર્ષ સુધી વિદ્યાભ્યાસાર્થે બાળક પાસે બ્રહ્મચર્ય પળાવવું જોઇએ! અરે! કયાં છે એ ધર્માજ્ઞાનો અમલ થવો! અરે કયાં છે તે સંબંધી વિચાર પણ કરવાનો! હવે તો મારા કમનસીબે આર્યો પોતાની મૂર્ખાઇને લીધે મૂર્ખ મનુષ્યોની મદમાતી મંડળીમાં મિથ્યા માન મેળવવાની લાલસાએ ગરીબ બાળકીઓનાં બાળલગ્ન કરવાનું પગલું ભરી પશુવત્ બાળાઓને ગળે દુઃખના ગાળીયાં વળગાડે છે. અને તેમ કરવામાં તેઓ ન્હાના મોટાનો જરાપણ વિચાર ન કરતાં આંખો મીચી યાહોમ વરતાવી દેછે.

આમ થવાથી સર્વસ્થળે સુખની ઇચ્છા રાખનાર તે ઉછરતી બાળાઓ સુખની પ્રાપ્તિ શી રીતે કરી શકશે તેનો ખ્યાલ મ્હારી આર્યભગિનીઓ તમો જાતેજ કરી લેશો!

હે બહેનો! તમારી બાળકીઓને સુખ અગર દુઃખ આપનાર તમો માતાઓજ છો. કારણ કે, માતાના પેટમાંથી જન્મી બાળક જયાં સુધી યુવાનીની પૂર્ણ અવસ્થામાં પહોચે

નહી ત્યાં સુધી તે બાળકજ ગણાય છે, અને ત્યાં સુધી તેના શરીર અને મનની સંભાળ રાખવાનું કામ હે આર્ય બહેનો! તમો માતાઓનુંજ છે.

હે બહેનો! લગ્નનું પ્રયોજન પ્રજોત્પત્તિ કરવા માટે છે અને આપણા પૂજ્ય મહર્ષિઓ પણ કહી ગયા છે કે, પુરૂષ કરતાં સ્ત્રીની ઉમ્મર વધારે હોય તો તેનાથી સંતાન ઉત્પન્ન થવાની આશાજ થોડી સમજવી. તો પછી કજોડાથી લગ્ન કરવા તે નહીં કરવા સરખાં અને પ્રયોજન વિનાનાંજ ગણાય. કારણ લગ્ન કરવાનો મૂળ હેતુ જે શાસ્ત્રમાં જણાવ્યો છે તે હેતુ જો લગ્ન કરવાથી સચવાય નહી તોપછી એવા પ્રયોજન વિનાનાં લગ્ન તે લગ્નજ કેમ કહી શકાય! જેથી એવી રીતે મિથ્યા માથાકૂટ અને મોટાઇનો ડોળ ન રાખતાં શાસ્ત્રાજ્ઞા પ્રમાણે વર્તવું એજ ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયાનું સાર્થક ગણાય.

મતલબ એટલીજ છે કે, સ્ત્રી કરતાં પુરૂષ એ અઢી ગણી ઉમ્મરે મ્હોટો હોવો જોઇએ અને જ્યાં એ પ્રમાણે હોતુ નથી, ત્યાં પ્રજાનો અભાવ દેખીએ છીએ. અને કદાચ પ્રજા થાય તો તે રોગી અને અલ્પાયુષ્યવાળી હોય છે.

હે બહેનો! કજોડાના લગ્નથી એટલેથીજ દુઃખનો અંત નથી આવતો, પરંતુ તેને માટે વિદ્વાનોનો એવો પણ અભિપ્રાય છે કે, મ્હોટી ઉમ્મરની સ્ત્રી સાથે લગ્ન કરવાથી બાળકોને "રિકેટ્સ" નામનો વ્યાધી ઉત્પન્ન થાય છે. જેનાથી

બાળક, બાળકીઓ ચાલવા તથા હરવા ફરવા શક્તિહીન હોય છે. શરીરના હાડકાંઓ વાંકાંચુંકાં થઇ જાય છે. અને ઘણી વખત તો તેઓ બોલી પણ શકતા નથી. આવા રોગો બચ્ચાંઓને વધારે થાય છે. અને તેનું કારણ હે માયાળુ બહેનો! બાળલગ્ન અને કજોડા સિવાય બીજું કાંઇ જણાયું નથી.

અરે! આર્યભૂમિમાં વસતા આર્યો અલ્પ સ્વાર્થને માટે શાસ્ત્રમાં બતાવેલા મહત્ લાભોનું ઉલ્લંઘન કરી, કજોડાં પરણાવવા જરાપણ શરમાતા નથી એ શુ થોડી દિલગીરીની વાત છે!! અરે! એ નિર્લજતાને લીધેજ આર્યભૂમિની અવદશા અને તે સાથેજ આર્ય તનુજોની માઠી હાલતનું દર્શન દૃષ્ટિગોચર થાય છે.

હે બહેનો! વળી વૈદ્યકશાસ્ત્રના આધારે જોશો તો કજોડાથી થએલાં લગ્નને તે વિદ્વાનો અ-સમાનતાથી થએલાં લગ્ન કહે છે. એવા લગનથી પ્રજા ઉત્પન્ન કરવાની આશા તે તદન નકામીજ કહેલી છે.

બહેનો! આ વિષય ઉપર ઘડીઘડી વિવેચનકરી તમારો અમૂલ્ય વખત વ્યતીતકરી તમને હું કંટાળો ઉપજાવા માગતી નથી; પરંતુ જેમાં આર્યતનુજોનું તથા આર્ય બહેનોનું હિત સમાયલું છે એવા આ ગહન વિશયને માટે મ્હારે કહેવુંજ જોઇએ છે કે:-બાળલગ્ન, કન્યાવિક્રય, કજોડા, અને કુળાભિમાનના કડવા કુચાલોથીજ જન સમાજ અની-

તિને રસ્તે દોરાઈ દુઃખની વૃદ્ધિને પામ્યો છે. અને ધર્મનું રહસ્ય જાણ્યા વિના કે સમજ્યા વિના બહારના ઉપચારોને આધીન થઇ ધર્મ ક્રિયા કરવાનું ડોળ ઘાલનારાઓથીજ તેને ધર્મ વિરૂદ્ધ વર્તને ચાલવાનો કલંકિત ચાંલ્લો ચોટયો છે.

હે બહેનો! લગ્નનો હેતુ અનેક પ્રકારનો છે; છતાં તે વાસ્તવિક રીતે સમજવામાં આવે તો અત્યારે જે આર્યગૃહ સંસારને અધમ પ્રવાહમાં વહેતો જોઇએ છીએ તેનાથી તે કોઇ કાળે પણ છુટો થાય ખરો.

હે બહેનો! તમારામાં પ્રસરેલો ત્રાસદાયક રિવાજ કન્યાવિક્રય! અરે હાય! કાળજાની કોર સમાન દીકરીને ફક્ત ક્ષણિક સુખને આપનાર પૈસાને માટે વેચી મારો છો! અરે! પથ્થરથા પટકાવો છો. અરે! સાતવર્ષની દીકરીને સાઠવર્ષના પતિ સાથે પરણાવો છો! એ કેટલો બધો જુલમ છે! તે દીકરી કયારે મોટી થાય કે તે બુઢા પતિનું ઘર માંડે? અરે તે નિરપરાધી બાળકીનો પાકી ઉમ્મરનો પતિ જેને સંસારના તમામ કાર્યો તજી બેઠેલો કહીએ તો ચાલી શકે, તે કેટલા વર્ષ જીવી શકવાનો કે તે બીચારી બાળા સંસાર સુખ ભોગવે! અને કદાચ એ અરસામાં તે બુઢો કે જેની હયાતીના દિવસો આંગળીના ટેરવા ઉપર ગણાઈ રહેલા છે તે મરણ શરણ થયો, તો તે ઉછરતી બાળાને પછી શું કરવું?! ઉચ્ચજ્ઞાતિઓમાં પુનર્લગ્નનો ચાલ નિંદિત ગણેલો છે, તો તેણીએ બાલપણમાંજ સાધુડીઓ

કે આરજાઓમાં ભળવું. ! અરે ફક્ત અલ્પ સુખ આપનાર કુતરાની ચાટ સમાન પૈસો; જે મેળવવાની આશાએ તમારાં તનુજોના સુખનું સત્યાનાશ વાળનાર અંધમાબાપો ! એવો લોભ કરી તમારી નિરપરાધી ગાય સમાન બાલાઓને દુઃખના દરિયામાં ના ઝંપલાવો. અરે તેમ કરવાથી તમારૂં કદીપણ ભલું થનાર નથી. જુઓ ધર્મશાસ્ત્રમાં કન્યાવિક્રય કરનાર માટે શું કહ્યું છેઃ—

कन्यावितंगृहे घोरै नरके निवसेच्चिरम् ।
तदुत्पन्नं फलंभुक्त्वा पुनश्चाण्डालतां व्रजेत् ॥

દીકરીનો પૈસો ઉપજાવનાર ઘણા કાલ સુધી નર્કમાં પડે છે અને ત્યાં મહા પીડા ભોગવ્યા પછી ચંડાળને ઘેર જન્મ ધારણ કરે છે.

વળી કહ્યું છે કેઃ—

सर्व्वावयव संपूर्णां सुवृत्ता मुद्वहेन्नरः ।
क्रयक्रीता चयाकन्या पत्नीसान विधीयते ॥

સર્વ અવયવોએ સંપૂર્ણ તથા સારી ચાલની સ્ત્રી પુરૂષે પરણવી જોઇએ. પૈસા ખરચી લીધેલી કન્યા શાસ્ત્ર પ્રમાણે સ્ત્રી કહેવાતી નથી.

વળી કહ્યું છે કેઃ—

न कन्यायाः पिताविद्वान् गृह्णियाच्छुल्कमण्वपि ।
गृह्णंश्छुल्कंहि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥

કન્યાના વેચાણનો દોષ જાણનારા કન્યાના પિતાએ વરની પાસેથી કન્યાના બદલામાં કંઇપણ પૈસો લેવો નહીં. કારણ કે જે માણસ

લોભનો માર્યો કન્યાનું મૂલ લે છે, તે પોતાની કન્યાનો વેચનારો ગણાય છે,

હે બહેનો ! કન્યાવિક્રય કરનાર માબાપો એટલેથી છુટતાં નથી, પરંતુ તેને તો શાસ્ત્રકારોએ એટલો મોટો ગુન્હો ગણેલો છે કે તેવા નીચ કર્મ કરનાર પાપી માત પિતાઓનો કોઇ રીતે છુટકોજ થતો નથી. જુઓ તેને માટે કહેલું છે કેઃ—

गायत्री हरतेपापम् त्र्यंबके नायुष्य वर्द्धते ।

उभयं रुद्रजाप्येन, न कन्या वेदविक्रयः ॥

ગાયત્રીનો જપ કરવાથી, પાપ નાશ પામે છે. મૃત્યુંજયનો મંત્ર જપવાથી, આયુષ્યનો વધારો થાય છે. રૂદ્રનો જપ કરવાથી પાપનો નાશ થાય છે અને આયુષ્યનો વધારો થાય છે. પણ કન્યાવિક્રયનું પાપ અને વેદના વિક્રયનું લાગેલું પાપ ગમેતેટલી ગાયત્રી, મૃત્યુંજય, રૂદ્રિ તથા દાન, તીર્થ, યજ્ઞ કરો પરંતુ વિક્રયનો લાગેલો દોષ કોઇ કાલે ટલતો નથી. તેતો નર્કનો અધિકારી બનાવે છે.

હે બહેનો ! ઉપર બતાવેલા દુષ્ટ રિવાજોનો ઘર કરી બેઠેલો પ્રચાર ધીમે ધીમે નષ્ટ થતો જાયતોજ આર્યોની થઇ પડેલી માઠી દશાનો કાંઇક અંત આવે ખરો,

આર્ય મહિલાઓઃ—પરમપૂજ્ય માઃતુશ્રી. આજ આપે અમારા માટે ઉઠાવેલા પરિશ્રમ માટે અમો સર્વે આપની આભારી છીએ. હે માતુશ્રી ! ઉપરના દુષ્ટ રિવાજોનો ત્યાગ કરવા આપે ફરમાવ્યું; તો હવે વરકન્યા કેટલી ઉમ્મરનાં,

કેવા ગુણવાળાં જોઇએ અને લગ્ન કેવી રીતે કરવામાં આવે તો વિધિયુક્ત ગણાય તે જણાવા કૃપા કરશો.

સાધ્વીબાઈ:—આર્યધર્મનો ઉત્કર્ષ ઇચ્છનાર હે બહેનો ! શાસ્ત્રકારોએ નીચેના ગુણો વાળો વર ઉત્તમ ગણેલો છે.

**विध्याशौर्य धनाश्रयो गुणनिधिः ख्यातायुवासुंदरः ।**
**साचारः सुकुलोद्भवो मधुर वाग्दाता दयासागरः ॥**
**भोगी भुरि कुटुंबवान् स्थिरमतिः पापार्तिहीनोबली ।**
**जामाता परिवर्णितः कविवरैरेवंविधः सत्तमः ॥**

જે પુરૂષ વિદ્યા ધણી, કુટુંબ મોટું, બુદ્ધિ સ્થિર, દયાનો સાગર, શક્તિ પ્રમાણે દાન. ધર્મ કરનારો, બોલવું મીઠું, સ્વધર્માચરણી, નિર્વ્યસની, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થએલો, સ્વરૂપે સુંદર, વયે જુવાન, કીર્તિવાન, ગુણવાન, કાર્ય વિશે શૂરપણું, સંપત્તિવાન, લક્ષ્મીનો ભોક્તા, બળવાન, પાપ અને દરિદ્રતા જેને માલમજ નહીં. એવો જમાઇ મહાત્માઓએ શ્રેષ્ઠ વર્ણવેલો છે. હે બહેનો ! મહાત્માઓએ ઉપરના વર્ણવેલા ગુણોયુક્તવર સાથે તમારી બાલકીઓનાં લગ્ન કરવાં જોઇએ કે જેથી હમેશાસુધી સુખ દુ:ખમાં તેઓ એકમેક ને સાથી ગણી સંસાર ખુશીખુશી નભાવે.

હે બહેનો ! વળી પુરૂષે પણ કેવી કન્યા પરણવી તેને માટે પણ મહાત્મા મનુમહારાજે :કહ્યું છે કે:—

**असपिण्डाचयामातुरसगौत्राचया पितुः ।**
**सा प्रशस्ता द्विजातीनां दार कर्मणि मैथुने ॥**
मनु. अ. ३-५

જે કન્યા, માતાના સપિંડમાં ન હોય એટલે મોસાલપક્ષમાં માતાથી સાત પેઢીની અંદર ન હોય તથા જે કન્યા, પિતાના ગોત્રની ન હોય, તે કન્યા, દ્વિજવર્ણને માટે (બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્યને) વિવાહ કરવામાં તથા પ્રજાઉત્પન્ન કરવામાં શ્રેષ્ઠ ગણાય છે.

**अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारण गामिनीम् ।**
**तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥**

मनु. अ. ३-१०

ખોડ વિનાની એટલે કાણી, કુબડી ન હોય તેવી, સુંદર નામ વાલી, તથા હંસ અને હાથીની ચાલ જેવી સુંદર ચાલ વાલી, જેના વાલ, રૂંવાટાં અને દાંત સૂક્ષ્મ હોય તથા જેનું શરીર કોમલ હોય એવી કન્યા સાથે વિવાહ કરવો.

**नोद्वहेत्कपिलां कन्यां, नाधिकाङ्गीं न रोगिणीम् ।**
**ना लोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥**

मनु. अ. ३-८

કાળા-ધોળા કેશવાળી, અધિક અવયવવાળી એટલે છ આંગળી વ.ળી, નિત્ય માંદી રહેનારી, જેના માથાપરથી વાળ ખરી પડતા હોય તેવી, જેના હાથ પગ ઉપર વાળ ઉગતા હોય તેવી, બહુ બોલનારી અને પીળા વાળવાળી કન્યાને પરણવી નહીં.

**હે બહેનો ! વિવાહ પણ યોગ્ય રીતે કરવામાં આવે તો તેથી સારી પ્રજા ઉત્પન્ન થાય છે. અને અયોગ્ય રીતે થએલા વિવાહથી નિંદિત પ્રજા ઉત્પન્ન થાય છે. જુઓ તેને માટે કહ્યું છે કેઃ—**

**अनिन्दितैः स्त्रीविवाहै रनिन्द्या भवतिप्रजा ॥**
**निन्दितैर्निन्दता नृणांतस्मान्निन्द्यान् विवर्जयेत् ॥**

**मनु अ. ३-४२**

યોગ્ય વિવાહ કરવાથી સારી પ્રજા ઉત્પન્ન થાય છે. નિન્દિત વિવાહ કરવાથી નિંદિત પ્રજા થાય છે. માટે નિંદિત વિવાહનો અતિ યત્નવડે ત્યાગ કરવો ઉચીત છે.

**હે બહેનો ! ધર્મ શાસ્ત્રમાં આઠજાતના વિવાહ વર્ણવેલા છે. જે નીચે પ્રમાણે છે.**

**ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।**
**गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥**

**મનુ૦ અ૦ ૩-૨૧**

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એમ આઠ પ્રકારના વિવાહો છે; તેમાં આઠમો પૈશાચ વિવાહ અધમ છે.

(૧) બ્રાહ્મ વિવાહ.

**आच्छाद्य चार्चयित्वाच श्रुतिशीलवते स्वयम् ।**
**आहूय दानं कन्याया ब्राह्मोधर्मः प्रकीर्तितः ॥**

**મનુ૦ અ૦ ૩-૨૭**

વિદ્યા ભણેલા સદાચરણ વાળા તથા માગણી નહીં કરનારા એવા વરને બોલાવી, વરકન્યાને લૂગડાં તથા ઘરણાંઓ પહેરાવી, વરનું સન્માન કરીને તેને જે કન્યાનું દાન દેવામાં આવે છે, તેને ઋષિઓ બ્રાહ્મ વિવાહ કહે છે.

(૨) દૈવ વિવાહ.

यज्ञेतु विततेसम्यगृत्विजे कर्म कुर्वते ।
अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥

मनु० अ० ३-२८

જ્યોતિષ્ટોમ આદિક વિસ્તાર વાળો યજ્ઞ થતો હોય, તે વખતે તેમાં કર્મ કરાવનારા ઋત્વિજને એટલે યજ્ઞ કરાવનારા બ્રાહ્મણને, કન્યાને શણગારીને આપવી, તેને ઋષિઓ દૈવ વિવાહ કહે છે.

(૩, આર્ષ વિવાહ.

एकं गोमिथुनं द्वेवावराद्दादाय धर्मतः ।
कन्या प्रदानं विधिवदार्षो धर्मःसउच्यते ॥

मनु० अ० ३-२९

ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વરની પાસેથી એક અથવા તો બે ગાયો અને બળદો લેઇને તેને કન્યાદાન કરવું, તેને ઋષિઓ આર્ષ વિવાહ કહે છે.

(૪) પ્રાજાપત્ય વિવાહ.

सहनौचरतां धर्मामितिवाचानुभाष्यच ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥

मनु० अ० ३-३०

કન્યાદાન આપતી વખતે "તમે બન્ને જણાં સાથે રહીને તમારો ધર્મ પાળો." એવું વચન કહી, વર કન્યાની પૂજા કરીને વરને કન્યા આપવી, તેને પ્રાજાપત્ય વિવાહ કહે છે.

(૫) આસુર વિવાહ.

ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तितः ।
कन्या प्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥

मनु. अ. ३. ३१.

કન્યાના સંબંધિઓને ધન આપીને તથા કન્યાને, પોતાની શક્તિ પ્રમાણે પલ્લું આપી સ્વચ્છંદ રીતે (શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધ) જે વિવાહ કરવામાં આવે છે, તેને આસુર વિવાહ કહે છે.

(૬) ગાંધર્વ વિવાહ.

इच्छयान्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः काम संभवः ॥

मनु. अ. ३. ३२.

વરની અને કન્યાની ઇચ્છાથી પરસ્પરમાં જે સંબંધ થાય છે, તેને "ગાંધર્વ વિવાહ" કહે છે.

(૭) રાક્ષસ વિવાહ.

हत्वा छित्वाच भित्वाच क्रोशन्ती रुदती गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥

मनु. अ. ३. ३३

કન્યાનાં સગાં વહાલાંને મારી નાખીને અથવા તો હથિયારવતી કાપી નાખીને, કન્યા રોતી રસલતી હોય અથવા તો બુમ પાડતી હોય, તોપણ તેને ઘરમાંથી બલાત્કારે હરણ કરી લાવીને તેની સાથે લગ્ન કરવાં, તેને રાક્ષસ વિવાહ કહે છે.

(૮) પૈશાચ વિવાહ.

सुप्तांमत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।

स पापिष्ठोविवाहानां पैशाचश्चाष्ट मोऽधमः ॥

मनु. अ. ३. ३४.

સુતેલી, કેફીવસ્તુના ઘેનમાં પડેલી અથવા તો બેભાન થઇ ગયેલી કન્યાને એકદમ કપટ કરીને હરિ જવી તેને પૈશાચ વિવાહ કહે છે. બધા વિવાહોમાં આ વિવાહ મહાપાપી અને અધમ ગણાયછે.

હે બહેનો ! ઉપરના આઠ વિવાહમાં બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, તથા ગાંધર્વ એ પાંચ ઉત્તમ ગણેલા છે, અને બાકીના ત્રણ અધમ ગણેલા છે. અને તેમાં પણ છેલ્લો પૈશાચ વિવાહ તો બધા કરતાં ઘણોજ ધિઃકારવા લાયક ગણાય છે. વળી હે બહેનો ! ઉપર પાંચ પ્રકારના વિવાહમાં પણ બ્રાહ્મણો માટે તો પ્રાજાપત્ય વિવાહ ઉત્તમ ગણેલો છે અને ક્ષત્રિય તથા વૈશ્યને પ્રથમથી છ પ્રકારના વિવાહમાંથી એક વિવાહ કરવો યોગ્ય કહેલો છે.

હે બહેનો ! માબાપે પોતાની કન્યાનાં યોગ્ય વર સાથે ઉપર બતાવેલા શાસ્ત્રાનુસાર લગ્ન કરવાં જોઇએ.

હે બહેનો ! વળી આપણામાં કુલીન અકુલીન વિગેરે બાબતનો વિશેષ ફાંકો રહેલો છે. પરંતુ વિદ્યા, ધન અને સદ્ગુણ ઉપરથીજ કુલીન અકુલીનપણું સમજાય છે. જેથી ઉપરના ત્રણે ગુણો જેનામાં હોય એવા સ્વજ્ઞાતિના પુરૂષને કન્યા આપવી. પરંતુ લહાવો લેવાની લાલચમાં લપટાઇ જઇ, માબાપોએ બાળકોને બાળપણમાં તેમ અયોગ્ય રીતે કદિ પણ પરણાવવાં નહિ. કુળની લાલચે કજોડા-બાળલગ્ન

કરવાથી ઘણી વખત એમ બને છે કે:-જેમ જેમ કન્યા મોટી થતી જાય છે તેમ તેમ વર નીચો દેખાતો જાય છે. અને એ રીતે બન્નેનું જોડું લાયક થતાં પહેલાં તેમની તરૂણાવસ્થા જતી રહે છે.

બહેનો ! વર શોધવાનું કામ કન્યાના માતાપિતાને માથે એક જાતનું ફરજ્યાત જોખમ છે. તો પછી જો તેમાં પોતાની બુદ્ધિ ન ચાલે તો, બે પ્રમાણિક, સમજુ અને નિઃસ્વાર્થી મનુષ્યોની સલાહ લેઇ તે પસંદ કરવો, પરંતુ લગ્ન જેવા કામનું મહાભારત જોખમ વગર વિચારે કદી પણ વ્હોરી બેસવું નહી. કારણ તેવા વપરાયેલા સાહસથી નિપજેલાં દુઃખી પરિણામના ઘણા દાખલાઓ જ્યાં ત્યાં આપણી દૃષ્ટિએ જોઇએ છીએ. જુઓ એક લેખક લખે છે કે—

ફજેતા આ કજોડાના, જુવો સજ્જન તમે શાણા,
લોભી માત પિતા અરે, કરે અતિ અન્યાય,
પેટ ભરિ પૈસો દિએ તેને દે કન્યાય,
જુએ નહિ બાળ, વૃદ્ધ, કાણા...............ફજેતા.
વૃદ્ધ સાથ બાળા દિએ, ન્હાનો મોટી સાથ,
પાપી જોડુ જોયના સગપણ ધન સંગાથ.
વધ્યાં વ્યભિચારી ઠેકાણાં........................ફજેતા.
એક દેખી બીજો કરે દેખા દેખી થાય,
દીવો લઈ કુવે પડે તનય સુખ નવ ચ્હાય,
પછાડે રત્ન લઇ ચ્હાણા.........................ફજેતા.

**મનમાં મોટમ કુળની મળે ખુબ જ્યાં ધન,**
**ન્હાના મોટી ખોડની પરવા ના લ્હે મન;**
**પસ્તાએ જોઈ વિઘન ટાણું......................ફજેતા.**
**(રસિક-લલિતા.)**

---

આર્ય મહિલાઓ!:—હે માતુઃશ્રી. વરકન્યાનાં લગ્નની ઉમ્મર વિશે શાસ્ત્રકારોએ શું કહ્યું છે તથા આપનો શું અભિપ્રાય છે તે જણાવી કૃતાર્થ કરશો.

સાધ્વીબાઇ:—બહેનો! આ પ્રશ્ન તમારો યથેચ્છ અને અર્વાચીન સમયમાં ઠેરઠેર ચરચાઇ રહેલો હોવાથી તે સમયને અનુસરતા છે. કન્યાની ઉમ્મરના સંબંધમાં જૂદા જૂદા પૌરાણિક મતો નજરે પડે છે. એક પૌરાણિકશ્લોક કે જે કયા પુરાણનો છે તે સમજાયું નથી; તેવો એક શ્લોક કન્યાની વયના સંબંધમાં કહે છે કેઃ—

**अष्टवर्षा भवेद्गौरी नववर्षाच रोहिणी ।**
**दशवर्षा भवेत्कन्या ह्यत ऊर्ध्वं रजस्वला ॥**

આઠ વર્ષની ગૌરી, નવ વર્ષની રોહિણી અને દશ વર્ષની કન્યા કહેવાય છે અને તે ઉપરાંત વયની રજસ્વલા ગણાય છે.

ઉપરના શ્લોકનો હરવખત ઘણા જનો ઉપયોગ કરે છે અને કહે છે કે દશ વર્ષની કન્યા, કન્યા વયમાંથી મટીને રજસ્વલા થાય છે માટે દશ વર્ષની વયેજ કન્યાને પરણાવવી જોઇએ, પરંતુ બહેનો! આપણા મનુ આદિ મહાત્માઓએ

તો બાર વર્ષની ઉમ્મરની બાળકીને પણ કન્યામાં ગણેલી છે, એટલું નહીં પણ ઋતુમતીનો પણ કન્યા શબ્દથીજ વ્યવહાર કરેલો છે.

વળી હે બહેનો ! હાલમાં આપણા ભારત ભૂષણ નામદાર ગાયકવાડ સરકારે બાર વર્ષની કન્યાની ઉમ્મર અને પુરૂષની સોળ વર્ષની વય હોય તો જ લગ્ન કરવા તેમના રાજ્યમાં કાયદો ઠરાવ્યો છે. અને તેથી બાળલગ્નનો રૂડી રીતે અટકાવ થવો ઇચ્છયો છે. દક્ષિણી સંપ્રદાયમાં વળી એવું ચાલે છે કે:– આઠથી દશ વર્ષની ઉમ્મરની કન્યાના લગ્ન તેથી પાંચ સાત વર્ષે મોટી ઉમ્મરના વર સાથે કરવામાં આવે છે પરંતુ રજસ્વલા થયા બાદ સાસરે વળાવવાની રૂઢી છે. ત્યારે ગુજરાતીઓમાં એથી ઉલટુંજ છે. તેઓમાં એમ કહેવાય છે કે, જો પિતાને ઘેર પુત્રીને પ્રથમ રજોદર્શન થાય તો તે બહુ અશુભ સૂચક ગણાય છે. અને તેનો પિતા પાતકી છે એમ કહેવાય છે. એટલે એમાંનું શું ખરૂં અને શું ખોટું ? એ શાસ્ત્રનો આધાર નહી પણ રૂઢીને આધારે સર્વ કાંઇ ચાલે છે. આ સંબંધમાં મનુ મહારાજે કહ્યું છે કે:—

त्रिंशद्वर्षो वहेतकन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।
त्र्यष्टवर्षोष्टवर्षांवा धर्मे सीदति सत्वरः

मनु. अ. ९. ९४.

ત્રીશ વર્ષની ઉમ્મરનો પુરૂષ બાર વર્ષની મનગમતી કન્યાને પરણી શકે છે. તથા અગ્નિ હોત્ર આદિકની ધર્મક્રિયામાં બાધ આવતો

હોય તો ઉતાવળને લીધે ચોવીશ વર્ષની ઉમ્મરનો પુરૂષ આઠ વર્ષની કન્યાને પરણી શકે છે.

હે બહેનો—ઉપરના વિદ્વાનોના તથા મહાત્માઓનાં સિદ્ધાંતોથી માલમ પડે છે કે ભિન્ન ભિન્ન મત ચાલતા જણાય છે. ત્યારે સઉથી ઉત્તમ તો એજ છે કે પંદરથી અઢાર વર્ષની ઉમ્મરના પુરૂષ જોડે નવથી તે અગીયાર વર્ષની વયની કન્યાનું લગ્ન કરવું અને લગ્ન થયા બાદ બે ત્રણ વર્ષે એટલે તેર વર્ષની વયે કન્યાને સાસરે વળાવવી એ અત્યુત્તમ છે.

હે બહેનો:—જે પતિ ખોળવામાં આવે તે કન્યાને પણ પસંદ આવવો જોઇએ અને તેમ થવાથી તેમનો પરસ્પરનો પ્રેમ બાઝવામાં વિલંબ ન થતાં તે જોડું હજારો આફતો આવે તો પણ સીતા, સાવિત્રી, દમયંતી, દ્રૌપદી વિગેરે સતી સાધ્વી સ્ત્રીઓના જેવું અચળ પ્રેમ યુક્ત રહે છે.

હે બહેનો! પ્રેમ એ સર્વ સુખનું સાધન છે, સ્મશાન જેવા ઉદાસીન હૃદયને તે સ્વર્ગ સમાન શોભાવે છે. શરીર જૂદાં પણ પ્રાણ એક એવા અરસપરસ સુખ દુઃખમાં સરખો ભાગ લેનાર ઉપરની સાધ્વીઓ શિવાય વીરમતા, તારામતી, સોનરાણી વિગેરે સાધ્વીઓની પેઠે જે દંપતિના હૃદયમાં પ્રેમે વાસ કીધો હોય છે તેનેજ પ્રેમની સીમા કહેવાય છે. અને તેનોજ દંપતિ ભાવ ધન્ય ગણાય છે. ! !

મા બાપ કન્યાનાં એક રીતે દલાલ છે. પરંતુ તે દ-

લાલીનું જોખમ ન્હાનું સુનું નથી પણ એ જોખમ ઉપર તો છોકરાંના સારા નરસા ભવિષ્યનો આધાર રહેલો છે માટે દરેક મનુષ્યે પુખ્ત વિચાર કરી યોગ્ય ઠેકાણે કન્યાનું લગ્ન કરવું અને લગ્ન કરી તેની સાથે વિશ્વાસઘાત કરી પછીથી વૈરભાવ ઉત્પન્ન કરી પોતાના પ્રેમનું માન ઓછું થાય નહિ એજ લગ્ન કરવાનો મુખ્ય ઉદ્દેશ રાખવો ઉચિત છે. અને એવો પ્રેમ બંધાવા બીજુ તો કાંઇ નહી પણ હાલ ઉપર જણાવ્યા મુજબ સુશિક્ષિત વર શોધી કાઢવો તે અને બીજું તેને પસંદ કરવા જેટલી સમજણ આવે તેટલી વિદ્યા દીકરીઓને આપવી અને તે જ્ઞાન તેનામાં આવ્યા સુધી તેને વિદ્યાભ્યાસ વિગેરે કેળવણી આપ્યા બાદ પરણાવવી એ ખાસ જરૂરનું છે.

યોગ્ય ઉમરે અને સમજણ આવે માબાપે ઉભય પક્ષની મરજી જાણી લેઇ લગ્ન કરવાથી માબાપને પોતાની વ્હાલી દીકરીઓના સંકટની ફરીયાદો સાંભળવાનો હાલના કેટલાક ઢેડ ફજેતાની માફક જવલેજ વખત આવશે. વળી સદ્‌ગુણી માબાપનું બીજું કર્તવ્ય છોકરીને પરણાવ્યા પછી સાસરે વળાવવામાં આવે ત્યારે ઘર ચલાવી શકે એવી તેને કેળવણી આપવાનું છે. તેને ઘર કાર્ય કરતાં, પૈસા ટકાનો યથાયોગ્ય ઉપયોગ કરતાં, હિસાબ તથા અંગની સ્વચ્છતા રાખતાં શિખવવું જોઇએ. માથામાં ખોડો, જુવો, લુગડાંનું ગંધાવું, આંખમાં પુષ્કળ કાજળ નાખી લપેડા કરવા વિગેરે

દુર્ગુણોથી દૂર રહેવા શિખવવું. ઘરકામમાં ઝડપ રાખવા, પતિને રાજી રાખવા અને પાડોશી તથા પરોણા ખુશી થાય એવી કેળવણી જરૂર આપવી જોઈએ; કારણ દીકરી એ પરાયુ ધન છે અને પારકે ઘેર મોકલવાની છે માટે પોતે પૈસાદાર હોય તો પણ દીકરીને તો જરૂર ઉપર પ્રમાણેની કેળવણીથી વિભુષિત કરવી જોઇએ કે જેથી તેના માબાપને કદી દોષ આવે નહીં.

હે બહેનો ! આજ કાલતો કેળવણીને નામે જયાં ત્યાં વિચિત્ર રચના જોવામાં આવે છે જેના સંબંધમાં એક કવિએ કહ્યુ છે કે:—

## સવૈયા એકત્રીસા.

બોલે એવી બાળા થઇ કે, બોલકણી કરવા મન ધારે;
વારે વારે વગર વિચારે, અયોગ્ય શબ્દ અનેક ઉચારે;
માત તાત આ રીતે મંડે લાડકડીને લાડ લડાવા;
બાળાઓનું શીદ બગાડો ચાલ ચાલતા રાખી આવા. ૧
ગોરોકે કાળો વર ગમશે; દમશે સાસુ તો શું કહેશો ?।
વઢે કદી વરતો ન વેઠશો, ક્પરે સાસરીએ ના રહેશો;
એક ગાળ દેતો દસ દેજો, ન આપશો સાસુને ખાવા. બા૦ ૨
આ પ્રકારનું શિક્ષણ મળતાં સાત વર્ષની થાય સુતા કે,
ગોર્ય માતનું વ્રત વિધિયુત, મગ્ન થઇ કરવાનુ મા'કે,
અશન વસન મનગમતુ આપી માતપિતા ભવના લે લ્હાવા. બા૦ ૩
સર સરિતા તટ ઉપર જાએ સમાન વયની તનયા ટોળી,

મનગમતું ત્યાં ન્હાય ગાયને એક એકને નાખે રોળી;
કંઇક કુટતી હોય છોડીઓ કંઇક મચે છેડા મેલાવા બા૦૪
કંઇક છોડીઓ ગાય રાજીઆ સુણી રાજીઆ થાએ લોકો,
મીલો બાઝી મચે પરસ્પર પણ ના કોઈ કહે કે રોકો,
કંઇ કીશોરીઓ કટાક્ષ કરતી પ્રિયતમનાં અંતર રીઝાવા. બા૦૫
હોય પાંચકે સાત વર્ષ લગી આ વ્રત વિધિપૂર્વક કરવાનું,
દુરાચારના શિક્ષણમાં પછી શેષ રહે શું શિખવવાનું;
ઘર ઘાલે આ ગોર્યોનું વ્રત હે નહિ વરનું ઘર મંડાવા બા૦૬
રમવા નિત્ય જતી હોય પુત્રી ત્યાં પણ કંઇ કંઇ શિખે આવું,
સાચું લખતાં શરમ ઉપજે શું તેથી હું લખી બતાવું;
ગોર્યો ગરબાની ગંમતમાં કોઇ સુતા મુકે ન ભણાવા બા૦૭
નવરાત્રીની રાત્રી વિષે તનુગાત્રી વળી ભેગી મળી સર્વે,
તન મન ભૂષણ દૂષણથી ભરી ગરબા ગાવા જાએ ગરવે.
બાળકીઓને લઇ જાય ત્યાં, પ્રયોગ સાથે બોધ બતાવા બા૦૮
જુગારી જારી અવિચારી જન, વિચારી તક ત્યાં હોય મળેલા,
થાલ જોઇ તે ઠોકે ઠળીયા ચલાવીને ચતુરાઇ ચળેલા
તેને ઉદ્દેશી કંઇ યુવતી ગરવી થઇને મંડે ગાવા. બા૦૯
વિવાહમાં ઉત્સાહ ધરીને દાહ દક્ષને ઉપજે એવાં,
ગીત ગાય ગુણહિણીઓ જે નહીં શાણાને સાંભળવા જેવાં,
બેવકુફ પુરૂષો બોલે નહિ, બિભત્સ ગીતો બંધ કરાવા. બા૦૧૦
વિવાહરૂપી વર્ષાઋતુમાં ઘન ગરજન વાદિત્ર ગણાએ,
બંધુક બહાર કડાકા છે જ્યાં પ્રભા જ્ઞાન રવિની ન જણાએ.

વાદળીઓરૂપી વનિતાઓ, મંડે અપશબ્દો વરસાવા. બા૦૧૧
ફાગણતણાં ફટાણાં કરતાં ટાણાનાં ગીતો બહુ ખોટાં,
દમ નહિ એવાં દાદુર જેવાં મસ્ત બને સુણી માણસ મોટાં;
શિશુવયથી શિક્ષણ આવું ત્યાં કેમ શુદ્ધતા દે સચવાવા. બા૦૧૨
મન મલીન કરનારા રસ્તા, નભે શીરસ્તાને તે નામે,
એ રસ્તે પળનારા સર્વે પામે પસ્તાવો પરિણામે;
તથાપી સારાસાર સમજીને સુમાર્ગને જાએ નહિ સ્હાવા. બા૦૧૩
ન્યાત ન્યાતના સર્વ નિપુણ નર છેક લોકનો ભય છોડીને,
દુષ્ટ રીવાજ મચે અટકાવા ઝાઝા જન થઇ જીવ જોડીને;
એકવાર નિષ્ફળ જાએ પણ નિપજાવે મનમાં ન નિરાશા.
તોજ દયાશંકર બંધાએ અભીષ્ટ સિદ્ધ થવાની આશા. બા૦૧૪

---

હે બહેનો! દિકરીને સાસરે વળાવતી વખતે આપવાની શિખામણની વળી એક ઉત્તમ કવિતા એક ભારતવાસિ યુવકે પ્રસિદ્ધ કરી છે. જેની અત્રે નોંધ લેઇશું તો અયુક્ત ગણાશે નહીં. સાંભળો તેમાં માતા પોતાની બાળકીને નિચે પ્રમાણે શિખામણ આપે છે કે:—

( *ગરબી. )

સાસરીએ જાતાં બ્હેન શિખામણ સારી.
આપું હું તુજને આજ સુણસજની મારી;

* બુ. પુ. ૪૪ અં. ૮ પૃ૪. ૨૫૯.

છું સુજ્ઞ, સુતા ! ડાહી વળી શાણી ભારી;
સમજુ ત્યમ પણ કહું ધર્મ મારો હું ધારી—ટેક.
ભેટ સાથ જઇ સાસુને તુ પ્રથમ લાગજે પાયરે,
પછી નણદી જેઠાણીને, જેથી તે રીઝાય. શિખામણ સારી. ૧
નાની નણદી, દેરાણીના પૂછી કુશળ ક્ષેમરે,
વડીલ શ્વસુરને નમન તું કરજે, રાખી હૃદયે પ્રેમ. શિખામણ.૨
અન્ય વડિલ પુરૂષો સમીપે તું રખે દીકરી જાતીરે,
પ્રત્યુત્તર આપજે પૂછતાં, વિનયથી નવ શરમાતી. શિખામણ.૩
મર્યાદાથી, મૃદુવાણીથી, ધીમે સાદે વદીએરે,
છાની વાર્તા કરે કોઇ તે, શ્રવણ ન કરીએ કદીએ. શિખામણ.૪
વડિલાજ્ઞા વિણ પડોશઘર કે અન્યગૃહે ના જઇએરે,
ઘરનું કાર્ય કરીને પ્રીતે સહુને વ્હાલાં થઇએ. શિખામણ.૫
વડિલવર્ગની સાથે વાર્તા કરીએ હર્ષીએ ફૂર્ષીએરે,
પુરૂષ અન્યની સાથે કોદી શબ્દોચ્ચાર ન કરીએ. શિખામણ.૬
ઘરની વાતો બ્હાર ન કરીએ, મનડું રાખી મોટું રે.
સાચુ જૂઠું કદી ન કરતી, હોય ખરૂ કે ખોટું. શિખામણ.૭
દોષ આપણો કાઢે કોતો ક્રોધી જરી ન થઇએરે;
શિક્ષા દઇએ નાનાંને, મોટાની શિક્ષા લઇએ. શિખામણ. ૮
આભૂષણ કે અન્ય દ્વેષથી પંડ ન નાંખતી બાળીરે,
સંતાપોશ ના રહો સંતોષે સ્થિતિ નિજ સંભાળી.શિખામણ.૯
હૃદય ધરીને મનન તું કરજે, આ શિખામણ ખાસરે,
રમતાં કે હસતાં પણ કોનું કરીશ નાતુ હાસ. શિખામણ.૧૦

## દિવસ ૩ જો.

### બાળકનું કર્તવ્ય.

હે બહેનો ! હવે તમને બાળકના માબાપ પ્રત્યેના કર્તવ્ય સંબંધિની સમજણ આપું છું તે ઉપર લક્ષ આપશો.

આ જગત્‌માં પોતાના વ્હાલામાં વ્હાલાં માતપિતા શિવાય બાળકને બીજુ કોઇ શુદ્ધ પ્રેમી, નિઃસ્વાર્થી અને હિતકારક નથી. તેમાં પણ માતાનો શુદ્ધ પ્રેમ અને માયાળુ લાગણી તો અદ્‌ભુતજ છે. તેમના પ્રેમની, તેમના ગુણની, અને તેમણે કરેલા આભારની ગણના કદીપણ થઇ શકશેજ નહીં. અને તે આભારનો બદલો જીંદગી સુધી તન, મન, તથા ધન અને કર્મથી સેવા કરીએ તોપણ વાળી શકાય એમ નથી. માટે માબાપને જે પ્રિય લાગે તેવી રીતે બાળકે હમેશ પોતાનું વર્ત્તન ચલાવવું જોઇએ. તેઓની પ્રસન્નતા વિના એક ડગલુ પણ ભરવું નહીં. માબાપની આશિષ એજ બાળકને સ્વર્ગનુ સુખ છે.

હે બહેનો ! આપણા પવિત્ર શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

मातरं पितरं चैव साक्षात्प्रत्यक्षदेवताम् ।
मत्वा गृही निषेवेत सदा सर्व प्रयत्नतः ॥

महानिर्वाणतंत्र.

માતા તથા પિતાને સાક્ષાત્ દેવતા માનીને સદાય સર્વ પ્રકારના પ્રયત્નોથી બાળકોએ તેમની સેવા કરવી.

વળી કહ્યું છે કેઃ—

**यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**

**न तस्य निष्कृतिः शक्या कर्त्तुंवर्षशतैरपि ॥**

मनु. अ. २–२२७

છોકરાંને જન્મ આપીને ઉછેરવામાં માબાપને જે દુઃખ સહન કરવું પડે છે, તથા જે સંભાળ રાખવી પડે છે, તેનો બદલો સો વર્ષ સુધી ઉપકાર કરવાથી પણ વાળી શકાતો નથી.

હે બહેનો ! બાલ્યાવસ્થામાં છોકરાંએ માબાપની આજ્ઞામાં રહી સુશિક્ષણ મેળવવું. તેમના સામુ બોલવું નહીં. તેમને અપમાન થાય એવો શબ્દ પણ ઉચ્ચરવો નહીં પરંતુ તેમને ઈશ્વરરૂપ માનવાં.

કેટલાંક બાળકોની એવી ચાલ હોય છે કેઃ–માબાપનું કહેવું બીલકુલ માને નહીં અને પોતાની ખુશીમાં આવે તેવીરીતે સ્વચ્છંદતાએ વર્તે છે. તથા પવિત્ર માતપિતાને સામા જવાપ આપી ગાળો દે છે. એવાં બાળક ભવિષ્યમાં ઘણાં દુઃખી થાય છે.

બાળાઓએ સવારના પહોરમાં ઉઠી પરમેશ્વરનું સ્તવન કરવું, પછી ફરાગતે જઈઆવી હાથે પગે શુદ્ધ થઇ દાતણ કરી ન્હાવું, ન્હાઇને ધોએલાં સ્વચ્છ વસ્ત્રો પહેરવાં અને આપણા આર્ય ધર્માનુસાર માથું હોળી કપાળે કુંકુમનો ચાંદલો કરવો. પછી માબાપની આજ્ઞા લેઇ તે જે કાંઈ કામ બતાવે તે કરવું તેમાં પણ પોતાના બાળક બુદ્ધિના વિચારે

અનુસરી ચાલવું નહીં. નઠારી બહેનપણીઓ કરવી નહીં. જુઠું બોલવું એ મહા પાપ છે એમ સમજી તેમ બોલવું નહીં. કોઇ વાતમાં ખોટો ઉમેરો કરી કહેવી નહીં. કોઇની કાંઇ ચીજ ચોરવી નહીં. જડેલી ચીજનો ધણી મલે તો તેને પાછી આપવી. મનમાં કોઇ સાથે શત્રુવટ અને અદેખાઇ રાખવી નહીં. કજીઓ કંકાસ ન કરતાં સગાં સંબંધિ તથા આડોશી પાડોશીથી હળીમલીને ચાલવું. દરરોજ નિશાળે જવું. અને સારી સારી શિખામણની ચોપડીઓ વાંચી સમજણ લેવી. મહેતાજીની માબાપની પેઠે આજ્ઞા માનવી. અને તેને પિતા પ્રમાણે ગણવો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**आचार्यो ब्राह्मणोमूर्तिः पितामूर्तिः प्रजायते ।**
**माता पृथिव्या मूर्तिस्तु भ्रातास्त्रो मूर्तिरात्मनः**

मनु अ. २–२२५

આચાર્ય એ પરમાત્માની મૂર્તિ છે, પિતા બ્રહ્માની મૂર્તિછે, માતા પૃથ્વીની મૂર્તિ છે અને સગો ભાઇ તે પોતાનીજ મૂર્તિ છે.

ગૈરીના દિવસોમાં સૌ સાહેલીઓએ એકઠાં મળી મહેલ્લામાંજ શુભ ગીતો ગાવાં, કુચાલની સ્રીઓનાં શિક્ષણ પામેલી છોડીઓની પેઠે તળાવ ઉપર જાઇ અથવા જાહેર રસ્તાઓ ઉપર કુટવું અગર મોઢેથી કુશબ્દો કહાડવા એ ઘણુંજ શરમ ભરેલું કહેવાય માટે ગૌરીવૃતનો પવિત્ર મહીમા સમજી તે ઉત્તમ વૃતને અંગે માંગલ્ય ગીતો વાવાં જોઇએ.

હે બહેનો બાળકીઓએ બહુ રમત રમવી નહીં, ખરાબ રસ્તે દોરાવું નહીં. માબાપ અને મહેતાજીને મદદ આપવી

સરેયામ રસ્તે જ્યાં ગાડી ઘોડા આવતા જતા હોય ત્યાં ઉભા રહેવું નહીં. અને ઉભા રહેવું. પડેતો બાજુપર. રસ્તામાં કોઈ પ્રકારની રમત ગમત કરવી નહીં. પોતાથી કાંઇ ગુન્હો થયો હોય તો તુરત માબાપ અગર મહેતાજી આગળ કહી તેમની ક્ષમા માગવી. અને ફરી એવો ગુન્હો ન થવા દેવા કાળજી રાખવી. બેજણુ વાત કરતાં હોય ત્યાં ઉભા રહેવું નહીં. જાદુ, મંત્ર ભૂત, પિશાચના ખોટા વ્હેમ મનમાં લાવવા નહીં. જ્યાં સુધી બાલ્યાવસ્થા છે ત્યાં સુધી શાસ્ત્રમાં વર્ણવ્યા મુજબ વ્રત કરવાં અને માબાપની સ્થિતિનો વિચાર કરી ખર્ચ કરવો. કદી કોઇ પણુ કામમાં હઠ કરવી નહીં. અતિશય ઘાંટા પાડી બોલવું નહીં. હઠ કરી કોઇ ચીજ માગી માબાપનું દિલ દુઃખવવું નહીં. અને સદા પરમેશ્વર પર આસ્થા રાખી તેની સ્તુતિ કરવી.

---

## દિવસ ૪ થો.

---

## સુવાસિની સ્ત્રીઓનું કર્તવ્ય.

હે બહેનો ! હવે તમને સ્ત્રીઓની મ્હોટામાં મ્હોટી, અઘરામાં અઘરી અને સંસાર જીતવાની, સદ્દગુણો ગૃહણ કરી પોતાનું નામ સદા શિયલવૃતપાળી અમર કરી જ- વાનીવચનું કર્તવ્ય જણાવું છું.

સ્ત્રી સાસરે આવી એટલે તેની બાલ્યાવસ્થા દૂર થઇ.

તેણે જન્માંન્તરમાં પ્રવેશ કર્યો એમ જાણવું. બહેનો ! આ અવસ્થા ઘણીજ વિકટ છે. સંસારમાં રહી સારાં વા નરસાં કહેવાવું તે આ અવસ્થાનુંજ પરિણામ છે.

બહેનો ! આ અવસ્થાને યૌવનાવસ્થા કહે છે અને તેનું વય સોળથી તે પાત્રીસવર્ષની વય પર્યંત છે. આ અવસ્થા પ્રાપ્ત થતાંજ દેહના આકાર, પ્રકાર, મનના હાવભાવ, અને ચાલ ચલણ વિગેરે સઘળુંજ બદલાઈ જાય છે. છાતી પ્રશસ્ત થાય છે. રચના અને રંગરૂપ પહેલાં કરતાં વધી જઇ અતિ સુંદર દેખાય છે. આ સઘળા શારીરિક પરિવર્તનની સાથે માનસિક અને વ્યાવહારિક પરિવર્તન પણ થાય છે. બાલ્યાવસ્થાની સરલતા, ચંચળતા, મજાકમસ્તી, ઉચ્ચ સ્વરે બોલવું વિગેરે એકદમ બંધ થઇ ગંભીરતા, ધીરતા, લજ્જા, શીલતા અને મૃદુ મધુર સ્વર સ્ફુરતાં જાય છે. એવી રીતેના ફેરફારોની પરંપરા હે બહેનો ! યુવાનીમાં દરરોજ થયાજ કરે છે.

હે બહેનો ! આ અવસ્થામાં પ્રાપ્ત થએલી લાવણ્યતા યુક્ત મોહક મૂર્તિથી લલચાઇ–સ્ત્રી જાતિને લોભાવવા, લલચાવવા, તેના સદ્‌ગુણોને દૂર હડસેલી તેને કુરસ્તે ચડાવવા, તેની સદ્વર્તણુકને હાની પહોચાડવા તથા તેને મેશનો કાળો કલંકિત ચાંલ્લો લગાડવા ઘણા બદમાસો તથા ધુતારીઓ (દુત્તીઓ) બાજની પેઠે પછવાડે તાકી રહે છે. પરંતુ એ વખતે જે સ્ત્રી કોઇપણ વિટંબણામાં ન પડતાં તે દુષ્ટ ધુ-

તારીઓ, ધંતરમંતર કરનારાઓ વિગેરેનાં દુશ્ચરિત્રથી ચેતી ચાલી પોતાના શીળનું સદ્‌ગુણોથી સંરક્ષણ કરે છે. તેજ સતી સાધ્વી સ્ત્રીને આ લોકમાં તથા પરલોકમાં ધન્યવાદ ઘટેછે.

જુઓ શાસ્ત્રમાં પણ તેને માટે કહ્યું છે કે,—

पुरुषं सेवते नान्यं मनोवाक्काय कर्मभिः ।

लोभितापि परेणार्थैः सासती लोक भूषणा ॥

પરપુરૂપ દ્રવ્યે કરીને લલચાવે, તે પણ મન, વચન, દેહ અને કર્મે કરી બીજા પુરૂષનું સેવન ન કરે તે સ્ત્રી આ લોકને શોભાવનાર સતી જાણવી.

મારી વ્હાલી બહેનો ! યુવાવસ્થામાં ઘણી ઘણી બાબતો પર સાવચેટ રાખવાને સ્ત્રી નીતિ ધર્મનો ખરો ઉપદેશ સમજી તે પ્રમાણે સદ્દવર્તને ચાલવાનો બોધ તમારે જરૂર લક્ષમાં લેવો જોઇએ.

બહેનો! સ્ત્રીઓનું સર્વથી અમુલ્ય રત્ન તેમનું પતિવ્રત્યછે.અને શાસ્ત્રકારોએ પણ વખતો વખત વર્ણન કર્યુંછે કેઃ—

शृणुनारद वक्ष्यामि सतीनां व्रत मुत्तमम् ।

कुरूपोवा कुवृत्तोवा सुस्वभावोऽथवापतिः ॥

रोगान्वितः पिशाचोवा क्रोधनोवाथ मद्यपः ।

वृद्धोवाप्यविदग्धोवा मूकोन्धोबाधिरोपिवा ॥

सततंदेववत्पूज्यः साध्व्या वा कायकर्मभि ।

न जातुविषमं भर्तुः स्त्रिया कार्यं कथंचन ॥

बृहद् नारदीय पुराण अ. २१.

નારાયણ કહે છે હે નારદ મુનિ ! પતિવ્રતા સ્ત્રીઓને જે જે ઉત્તમ કર્તવ્ય કરવાનાં છે; તે તમને હું કહું છું પોતાનો પતિ કદરૂપો હોય, અથવા તો દુરાચારી હોય અથવા તો સારા સ્વભાવનો હોય, અથવા તો વ્યાધિવાળો ક્રૂર કામ કરનારો કે ક્રોધી હોય, મદિરાપાન કરતો હોય, ઘરડો હોય, ચતુર ન હોય, મુંગો હોય અથવા તો બહેરો હોય તો પણ પતિવ્રતા સ્ત્રીએ કોઇ પણ દિવસ પોતાના ભર્તારને ખરાબ લાગે તેમ વર્તવું નહીં, પરંતુ નિત્ય મન, વાણી તથા કાયા વડે દેવની પેઠે તેની પૂજા કરવી.

હે બહેનો વળી કહ્યું છે કેઃ—સ્ત્રી પોતે સુરૂપા હોય, નવ યૌવન સંપન્ન હોય, ઘણી ચતુર હોય, તથા પંડિતા હોય, અને પુરૂષ પોતાથી કાંઇ વિલક્ષણ કે ગુણોએ અપૂર્ણ હોય, તથાપિ પોતાના પૂર્વ કૃત્યના ફળરૂપ ભોગવવાને નિમિત પ્રારબ્ધાનુસાર માત પિતાએ શાસ્ત્રોકત બ્રાહ્મ વિવાહની રીતિએ જે પતિના હાથમાં કન્યાદાન કરીને હસ્ત અર્પણ કર્યો, તેનેજ ઇશ્વરરૂપ તથા પોતાની પરમ ગતિ રૂપ જાણવો અને તેની સેવામાં ઇષ્ટ બુદ્ધિ વડે તન, મન, ધન, મધુર વાણી અને સત્કર્માદિથી અહર્નિશ મંડયા રહેવું જોઇએ.

હે બહેનો ! લગ્ન વખતે સ્ત્રી પોતાના પતિ સાથે ઇષ્ટ બુદ્ધિથી રહેવા, તથા પતિનો દીર્ઘાયુ થવા તેમ તેના સંબંધિઓનો તથા તેનો અભ્યુદય થવા ઇશ્વર પાસે કેવી પ્રાર્થના કરી પરસ્પર સંમીલન રહેવા પ્રતિજ્ઞા કરી

બંધાય છે તેનું રહસ્ય હું તમને ટુંકાણમાં કહી બતાવુંછું એ લક્ષમાં લેશો.

હે બહેનો ! લાજા હોમ વખતે સ્ત્રી અગ્નિ દેવ સમક્ષ નીચે પ્રમાણે બોલી અગ્નિને ધાણીની આહુતીઓ આપે છે:—

(१)*ॐ अर्यमणंदेवं कन्या अग्निमयक्षत ।

सनोऽअर्यमादेवः प्रेतोमुञ्चतुमापतेः स्वाहा ॥

(२) इयंनार्युपब्रूयते लाजाना वपान्तिका ।

आयुष्मानस्तुमे पतिरे धन्तां ज्ञातयो मम स्वाहा ॥

(३) इमांल्लाजानावपाम्यग्नौ समृद्धि करणं तव ।

मम तुभ्यं च संवदनं तदाग्निरनु मन्यता मिय. स्वाहा ॥

અર્થ કે:—(૧) આ કન્યા મારે પતિથી કોઈ દિવસ વિયોગ ન થાય એવા હેતુથી અગ્નિ સ્વરૂપ એવા સૂર્યને પૂજે છે.

(૨) આ સ્ત્રી લાજા (ધાણી) ને ફેંકતી બોલે છે કે મારો પતિ આયુષ્યમાન થાવ અને મારી જ્ઞાતિ વૃદ્ધિ પામો.

(૩) વળી તેણી કહે છે કે " હે પતિ ત્હારી સમૃદ્ધિને અર્થે હું અગ્નિમાં લાજાને ફેંકુછું અને મ્હારૂં ત્હારે સારૂં જે વશીકરણ તેને અગ્નિ અનુમોદન આપો ( જે રીતે હું તારા ચિતને અનુકૂલ થઈ શકું તે રીતમાં અગ્નિ મને સહાય થાઓ. )

ॐ तच्चक्षुर्देव हितं पुरस्ताच्छुक्रमुच्चरत् ।

---

*लाजाहोमेमंत्रत्रयं, सूर्य स्यावे क्षणेसक्तं ।
भगाय वैवमंत्रोयं कन्या पठति पंचकम् ॥

संस्कार भास्कर

पश्येम शरदः शतं जीवेम शरदः
शत ँशृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः
शतमदीनाः स्याम शरदः शतम्भूयश्च शरदः शतात्

વળી તેણી સૂર્યની પ્રાર્થના કરતાં કહે છે કે "તે ચક્ષુ કે જે દેવોનું હિત કરનાર પરિપુર્ણ શુકલ (નિરમલ) અને સર્વથા પ્રથમ પૂર્વ દિશામાં ઉદય પામનારૂં તેનુ ઉપસ્થાન કરીને અમે સો વર્ષ જોઇએ, જીવીએ, સાંભળીએ, કહીએ, કેવલ સો વર્ષજ નહીં પણ સેંકડો વર્ષોથી અધિક અમે જોઇએ.

વલી સપ્તપદિ વખતે દેવતાઓ સમક્ષ પતિ સાથે જોડાતાં નીચેના પ્રતિજ્ઞાથી કન્યા કબુલાત આપે છે કેઃ—

सुख दुःखानिसर्वाणि त्वयासह विभज्यते ।
यत्र त्वं तदहं तत्र प्रथमे साब्रवीदिदम् (१)
कुटुम्ब रक्षयिष्यामि आ वृद्ध बालकादिकम् ।
अस्ति नास्ति च संतुष्टा द्वितीये साब्रवीदिदम्(२)
भर्तृ भक्तिरता नित्यं सदैवप्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साब्रवीदिदम् (३)
आर्त्ते आर्त्ता भविष्यामि सुख दुःख विभागिनी ।
तवाज्ञापालयिष्यामि कन्या तुर्यपदे ब्रवीत् (४)
ऋतु काले शुचिस्नाताक्रीडिष्यामित्वयासह ।
नाहंपरतरंयायां कन्या पञ्चपदेब्रवीत् (५)

इ हाथ साक्षिणो विष्णुर्नचत्वां वञ्चिताम्यहम् ।
उभयोः प्रीतिरत्यन्ता कन्याषष्ठपदे ब्रवीत् (६)
होम यज्ञादि कार्येषु भवामिच सहायिनी ।
धर्मार्थ काम कार्येषु कन्या सप्तपदे ब्रवीत् (७)

इति कन्या मंत्र.

કન્યા પ્રથમ પદ વખતે પુરૂષને કહે છે કે:—ત્હારી સાથે સુખ દુ:ખમાં સાથે રહીશ અને જ્યાં તુ ત્યાં હું રહીશ. ૧

વળી બીજા પદ વખતે કહે છે કે:—બાલકથી વૃદ્ધ પર્યંત તારા કુટુંબનું સંતોષથી રક્ષણ કરીશ. ૨

ત્રીજા પદ વખત કહે છે કે:—નિરંતર પતિભક્તિ પરાયણ થઇશ તથા મધુર બોલનારી થઇશ. ૩

ચોથા પદે કહે છે કે ત્હારે દુ:ખે દુ:ખી થઇશ. સુખ દુ:ખમાં સહ ભાગિની થઇશ અને તારી આજ્ઞા પ્રમાણે ચાલીશ. ૪

ઋતુ કાલથી શુદ્ધ થઇને સ્નાન કર્યા પછી ત્હારી સાથે ક્રીડા કરીશ. ત્હારાથી અન્ય પુરૂષ તરફ નહી જઉ એમ પાંચમા પદ વખતે બોલે છે. ૫

આ પ્રસંગમાં વિષ્ણુને સાક્ષી રાખી કહુ છુ કે હું તને ઠગીશ નહીં અને આપણે બેની પ્રીતિ અત્યંત થાઓ એવું છઠા પદ વખત કન્યા બોલે છે. ૬

વળી સાતમા પદ વખત તે કન્યા કહે છે કે યજ્ઞયાગાદી કાર્યમાં અને ધર્મ અર્થ તથા કામ સબંધિ કાર્યમાં હું ત્હારી સહાયની થઇશ. ૭

ઉપર પ્રમાણે દેવતાઓ સમક્ષ સશાસ્ત્ર કીધેલી પ્રતિજ્ઞાઓ ભૂલી ન જતાં વહાલી બહેનો તમોએ તમારા પતિ સાથે જેમ તેનું મન પ્રફુલિત રહે તે મુજબ વર્તન ચલાવવું એજ આર્યકુલ ભૂષણ મહિલાઓનું કર્તવ્ય છે. જુઓ આપણા પવિત્ર શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

पति प्रियहिते युक्ता स्वाचारासंयतेन्द्रिया ।
इहकीर्ति मवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥

(याज्ञवल्कय)

પતિનું પ્રિય કરવામાં તથા તેના હિતમાં તત્પર રહેનારી, ઉત્તમ આચરણ અને જીતેન્દ્રિય એવી સ્ત્રી આ લોકોમાં કીર્તિ મેળવી પરલોકમાં અનુપમ સુખ મેળવે છે.

વળી કહ્યું છે કેઃ—

यस्मैदद्यात्पितात्वेनां भ्राताचानु मतेपितुः
तं शुश्रूषे तजावन्तं संस्थितंचनलङ्घयेत् ॥

मनु. अ. ५. १५१.

પિતાએ અથવા તો પિતાની આજ્ઞાથી પોતાના ભાઇએ જેની સાથે પોતાના લગ્ન કર્યાં હોય, તેવા ધણીની સ્ત્રીએ જીવતાં સુધી સેવા કરવી અને મરણ પામ્યા પછી પણ તેની આજ્ઞાનો લોપ કરવો નહીં.

હે બહેન !

भर्त्तादेवो गुरुर्भर्त्ता धर्म तीर्थ व्रतानिच ।
तस्मात्सर्वं परित्यज्य पतिमेकं समर्चयेत् ॥

बृहन्नारदीय पुराण.

સ્ત્રીને, દેવ, ગુરૂ, ધર્મ, તીર્થ, વ્રત, જે કહીએ તે એક ભર્તારજ છે. માટે સ્ત્રીએ સર્વેનો ત્યાગ કરીને પોતાના પતિનુંજ પૂજન કરવું જોઇએ.

વળી:—

**नदानैः शुध्यते नारी नोपवास शतैरपि ।**
**नतीर्थ सेवयातद्व इर्त्तुः पादोद कैर्यथा ॥**

**चाणक्य नीति.**

પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનું ચરણોદક પીવાથી જેવી શુદ્ધ થાય છે, તેવી દાનો દેવાથી, સેંકડો ઉપવાસો કરવાથી તથા તીર્થોના સેવનથી પણ શુદ્ધ થતી નથી.

હે બહેનો:—

**कार्येषु मंत्री करणेषुदासी भोज्येषुमाता शयनेषुरंभा ।**
**धर्मानुकूलाक्षमयाधरित्री षाड्गुण्यमेतद्धि पतिव्रता नाम्**

**सारंगधर पद्धति.**

પતિવ્રતા સ્ત્રીઓમાં નીચેના છ ગુણો સમાયલા હોય છે. તે કોઇ પણ કાર્યના વિચાર વખતે મંત્રી તરિકે પતિને મદદ કરે છે, ઘરના કામકાજમાં દાસી તરિકે, ભોજન વખતે માની પેઠે, શયનમાં રંભાની પેઠે વર્તે છે. ધર્મના કાર્યમાં અનુકૂળ રહે છે અને પતિનો અપરાધ થયો હોય છતાં પણ પૃથ્વીની પેઠે ક્ષમાને ધારણ કરે છે.

**હે બહેનો ! ઉપરનાં શાસ્ત્રનાં પ્રમાણોથી તમારી ધ્યાનમાં આવ્યુંજ હશે કે સ્ત્રીએ પતિની પ્રાણેશ્વરી અને આજ્ઞા ઉઠાવનાર દાસી છે. પતિનું મન પ્રફુલિત રાખવા**

તે બંધાએલી છે. તથા ધર્મ, અર્થ અને કામ એ ત્રણ કાર્યોમાં તે તેની ભાગીએણ–અર્ધાંગના છે.

હે બહેનો ! પરણ્યા પછી વળી સ્ત્રી એક ઘરરૂપી રાજ્યની પ્રધાન બને છે, માટે તે વખતે તેણે બાલ્યાવસ્થાની જે કાંઇ ખોટી ટેવો હોય તે મૂકી દેઇ સલુકાઇથી સદ્વર્તનની ટેવો રાખવી ઘટે છે. ઘરની વ્યવસ્થા, સ્વચ્છતા, આરોગ્યતા, સુઘડતા વિગેરે રાખવાનું; તેમ એકંદર સુખના સાધનો એકઠાં કરવાનું કામ સ્ત્રીનું છે. પુરૂષનું કામ સુખના સાધનો પુરાં પાડવાનું છે અને ચાકર નફર ઉપર દેખરેખ રાખવી ખરચ ખુટણનો હિસાબ રાખવો વિગેરે કામ પણ સ્ત્રીઓનુંજ છે.

ગૃહ રાજ્યને દૃઢ કરવાનો રસ્તો પોતાના ઉપર સ્વામીનો વિશ્વાસ અને પ્રેમ વધારવા સાથ પતિના માનીતાં થવું તેજ છે. અને માનીતાપણું વધવાનું કર્તવ્ય તેની શુદ્ધ મનેથી સેવા કરવી તે છે.

હે બહેનો ! સ્ત્રીની ખરી શ્રેષ્ઠતા અને આ રાજ્યનો આધાર પોતાના ધણીના માન ઉપર છે. અને જ્યાં સુધી પોતે સ્વામીની માનીતી થઇ નથી ત્યાં સુધી તેની જીંદગી પણ વૃથા છે.

હે બહેનો ! સ્ત્રી સ્વામીના નામથીજ ઓળખાય છે. પતિની જે સ્થિતિ તેજ તેની સમજવી. પિતા રાજ્યાધિકારી હોય, પરંતુ પુત્રી તેના પદની અધિકારી થતી નથી.

પતિની પદ્ધીનીજ તે ભોક્તા થાય છે; માટે સ્ત્રીએ સ્વામીનું માન સાચવી તેની સ્થિતિને અનુસરવું તેજ તેના જીવનનું સાફલ્ય છે.

હે બહેનો! અજ્ઞાન સ્ત્રીઓ પતિનો પ્રેમ પોતાના ઉપર નથી એવું સમજી, આજુબાજુની તેવીજ અજ્ઞાન સ્ત્રી ( ધુતારીઓની ) શિખવણીથી ધણીને વશ કરવા ધંતર મંતર કરવા ધૂતારાઓને ઘેર જાય છે; અને ત્યાં તેઓ જે માગે છે તે ઘરમાંથી ચોરી લાવી તેમને આપે છે. એટલે એ ધૂતારાઓ કાંઇક નામની વસ્તુ કરી આપે છે. જે ખવડાવેથી વખતે તેવી સ્ત્રીઓ પોતાના સ્વામીને ખોઇ બેસે છે. માટે સદ્ગુણી સ્ત્રીઓએ કોઇ પણ દિવસ તેવા ખોટા વ્હેમને વશ ન થતાં ધૂતારાઓના માર્ગ તરફ કદી દોરાવું નહીં. એવા ધંતર મંતરના ઢોંગ કરવાથી કદી સ્વામી વશ થશે નહિ; કારણ તે સર્વ આ ભોળી દુનિયાને ભમાવી કમાઇ ખાવાના તે ધૂતારાઓનાં જુઠાં ડોળ છે. બીજુ કાંઇ નથી.

હે બહેનો—પતિ વશ કરવાનો સહેલો ઉપાય તેના કહેવા મુજબ ચાલવું, તેને યોગ્ય માન આપવું; તેના પ્રત્યે ઉચ્ચ સ્વરે બોલવું નહીં; નઠારી સોબત કરવી નહીં, ક્રોધ, અહંકાર વિગેરે દુર્ગુણો તજવા, પર પુરૂષને ભાઇ બાપ સમાન ગણવો અને હમેશાં સ્વામીમાંજ ભાવ રાખી તેની સેવા કરવી એજ સ્રીઓના ભૂષણરૂપ સ્વામી વશ કરવાનો

સહેલો અને સુખ રૂપ ઉપાય છે. તે શીવાય એવો ઉત્તમ એક પણ ઉપાય તમને મળવો બહુ કઠણ છે.

હે બહેનો ! લખતાં, વાંચતાં, ભરતાં, કપડાં શીવતાં, વેતરતાં, સાંધતાં, મોજાં, ગલપટા, પુષ્પના અલંકારો વિગેરે ગૂંથતાં, જુદી જુદી જાતના નકશીદાર નમુના, ચિત્ર, વિગેરે કોતરતાં; આયુષ વધારવાના ઉપાય વિગેરેની કેળવણી જો કે નિશાળોમાં આપવામાં આવે છે, પરંતુ સાસરે આવ્યા પછી સ્ત્રીઓને જે જરૂર કરીને જાણવાની બાબત છે તે ત્યાં શિખવવામાં આવતી નથી. જેથી તે સંબંધી હું તમોને સમજાવું છું. જે જાણવાથી તથા તે પ્રમાણે વર્તન કરવાથી સ્ત્રીઓને આ દુસ્તર સંસાર તરવામાં કદી અડચણ આવશે નહીં. અને પોતાની જીંદગી તેઓ સફલ કરી લેશે.

હે બહેનો ! સાસરે આવ્યા પછી સ્ત્રીએ બોલવા ચાલવામાં છેક ઉછાછળાપણે પ્રથમ વર્તતાં તેમ ન ચાલતાં મર્યાદા ગ્રહણ કરવી. ઘરમાં અથવા ઘરની બહાર મલાજાથી વર્તવું. દરેક વાત કહેતાં કહેતાં હસવું નહીં, પરપુરૂષ સામાં કુદૃષ્ટિથી જોવું નહીં. અને પોતાના પતિ શીવાય બીજાઓને ભાઇ, બાપ, પ્રમાણે ગણવા. પતિનેજ આધાર, મિત્ર, તન, મન અને ધન સમજવો અને તેનાજ ઉપર નિર્મળ પ્રીતિ રાખવી, તેની મરજી સાચવવી અને તેની આજ્ઞા પાલવી. કારણ સ્ત્રીઓનો ખરો ધર્મ પતિની સેવા કરવી અને તેની આજ્ઞામાં રહેવું એજ છે. જુઓ આપણા પવિત્ર પુજ્ય મહાત્મા શ્રી યાજ્ઞવલ્કય કહે છે કે:—

**स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियः ।**

સ્ત્રીઓએ પોતાના ધણીનું વચન હંમેશાં પાળવું જોઇએ, કારણ કે તેમ કરવું એ સ્ત્રીઓનો પરમ ધર્મ ગણાય છે.

વળી હે બહેનો ! સ્ત્રીઓએ પોતાના સ્વામીને મનુષ્ય રૂપે પણ ઇશ્વર માનીને પૂજવો. પતિ કદિ દુરાચરણી હોય, રોગી હોય, તો પણ તેની સેવા કરવી અને પ્રભુ પ્રમાણે માની ભજવો.

વળી જે સ્ત્રી સર્વ ઇન્દ્રિયો વશ રાખી તન, મન અને કર્મથી પતિ સેવા કરે છે અને બીજી આકાંક્ષા રાખતી નથી તેજ પતિવ્રતા—સાધ્વી—સતી કહેવાય છે.

**पतिव्रता पतिप्राणा सानारी धर्मभागिनी ।**
**शुश्रूषांपरिचर्यां च करोत्य विमनाः सदा ॥**

જે સ્ત્રી પતિવ્રતાને પતિ પ્રાણ છે, અને જે હમેશાં બહુ આનંદથી પતિની સેવા ચાકરી કરે છે તેજ ધર્મ ભાગિની છે.

હે બહેનો—એ રીતે સ્વામીની સેવા કરવાથીજ સ્ત્રીઓ ઇચ્છિત ફલને પામે છે. જેનું ચિત્ત સદા સ્વામીને પ્રસન્ન કરવામાં છે; તે સ્ત્રી સ્વામીના પુણ્યનું અર્ધ ફલ ભોગવે છે.

હે બહેનો ! સ્ત્રીને સ્વામી એજ ગુપ્ત ધન છે, તેના વડેજ સર્વ વૈભવ ભોગવી શકાય છે, તેના વડેજ શણગાર શોભે છે, તેના વડે તેનું સૌભાગ્ય અખંડ રહે છે, તેનાથીજ તેને પુત્ર રત્નની પ્રાપ્તિ થાય છે અને તેના વડેજ તેને આ લોકમાં સુખ અને પર લોકમાં પરમ સદ્ગતિ થાય છે.

આ સંસારમાં સ્ત્રીને પતિ એજ ગુરૂ જેવો સન્માર્ગ બતાવનાર, પિતા જેવો હિત કરનાર, માતા જેવો મમતા રાખનાર, વિશ્વાસ લાયક, પૂજ્ય, જીવનહાર, અને પ્રાણ સરખો પ્રિય છે. એવો અમુલ્ય લાભ આપનાર જે પતિ, તેની નિરંતર સ્ત્રીએ પ્રીતિથી સેવા કરવી, મર્યાદા રાખી, માન આપી પૂજ્ય ગણવો, તેને અપમાન કે તિરસ્કાર કદી કરવો નહીં.

હે સદ્ગુણી બહેનો ! પતિથી ભલે સ્ત્રી તિરસ્કાર પામે, માર ખાય; તો પણ તેના પરથી પ્રીતિ ઓછી કરવી નહીં. કહ્યું છે કે:—

**कलहो न विधातव्यः कलियोग्ये प्रियेस्त्रिया ।**
**भर्त्सिता निंदा तात्यर्थं ताडितापि पतिवृता ।।**

સ્વામી કજીઆ ખોર હોય, તિરસ્કાર કરે, નિંદા કરે, અત્યંત માર મારે, તોપણ પતિવ્રતા સ્ત્રીએ કલેશ કરવો નહી.

હે બહેનો ! પતિ બહારથી ઘરમાં આવે ત્યારે તેને સન્માનથી આસન આપી જલપાન કરાવવું જુઓ, તેને માટે કહ્યું છે કે:—

**क्षेत्राद्वनाद्वाग्रामाद्वा भर्तारं गृहमागतम्**
**प्रत्युत्था याभिनंदेत, आसने नौदके नच ॥**

**ब्रहन्नारदीय पुराण.**

કોઇ કારણસર પતિ નગરમાં, ક્ષેત્રમાં અથવા તો વનમાં ગયા હોય ત્યાંથી પાછા ઘેર આવે, તે વખતે તરત ઉઠીને તેને પ્રણામ કર-

વા તથા બેસવાને આસન અને પીવાને પાણી આપીને તેને કુશળ ખબર પુછવી.

હે બહેનો ! પતિને દરરોજ નિયમસર ભાવતી રસમય રસોઇ કરી જમાડવી, તેના વસ્ત્રો હોય તે એવી વ્યવસ્થાથી ગોઠવી રાખવાં કે તેને જોઇએ ત્યારે શોધવાં પડે નહીં. વળી તેને પ્રિય, લાભકારી વાતો કરી મનખુશ થાય એમ કરવું. તે રીસ કરે તો ધીરજ ધરી વચનામૃત વડે શાન્તિ કરવી. કોઇ દિવસ વાદવિવાદ કરવો નહીં. વખતે પતિની ભૂલ માલમ પડે તો તે પર પિશાચિનીની પેઠે કદી પણ ગુસ્સો નહિ કરતાં ધીરજ રાખી શાન્તપણે યુક્તિથી સમજાવી કહેવી.

હે બહેનો ! ધર્મ પરાયણી સાધ્વી સ્ત્રીએ કદી પણ પતિના આગળ જુઠું બોલવું નહીં; તેમ કાંઇ કામ સારૂ કરવા જતાં બગડયું હોય તો તેનાથી છુપાવવું નહીં. તેનાથી વિશ્વાસઘાત કરવો એ મહા મ્હોટું પાપ છે, માટે પતિથી સ્ત્રીએ કોઇ દિવસ વિશ્વાસઘાત કરવો નહીં. તેનું મન દુખાય એવું કોઇ પણ કામ કરવું નહીં. ઉંચે સ્વરે બરાડા પાડી બોલવું નહીં. કોઈ સાથે ગાળાગાળીથી કુશબ્દો ઉચ્ચારી લડવું નહીં. હાસ્ય વિનોદથી સદા પતિનું મન સંતોષવું. તેના ઉપર રૂમડા જેવું મોઢું ચઢાવી ફરવું નહીં.

હે બહેનો ! ચઢેલા મોઢાવાળી સ્રી ગમે તેવી ખુબસુરત હોય તો પણ બદસુરત માલમ પડે છે. માટે તેવી રીતે નહીં વર્તવું જોઇએ.

હે ભગિનીઓ— વિપત્તિ વખતે ધીરજ આપી દુઃખ માં ભાગીએણ થવું એજ લગ્ન કર્યાનું સાર્થક છે.

હે બહેનો ! લોકમાં નિંદા થાય એવું ખોટુ કામ કદી આચરવું નહીં. તેમજ પતિ સંબંધે શીયળવંત સ્ત્રીએ કદી શંકાશીળ થવું નહીં. આજુ બાજુના દુષ્મન લોકો પતિ પત્નીનો પ્રેમ જોઇ તે તોડાવા પ્રપંચ રચે, તે વખતે ખરા ખોટાનો ખ્યાલ કરવો પરંતુ એકદમ કોઇના ચઢાવ્યાં ચઢવું નહીં તેમ કાચા કાન રાખી જેની તેની ખોટી વાતોપર આડફેટા દોરાઇ જવું નહીં.

હે બહેનો ! પતિ બહાર ગામ જવા નીકળે ત્યારે સ્ત્રીએ આંખમાં પાણી લાવી અમંગળ શુકન ઉચરવા નહિ. જુઓ તેને માટે આપણા શાસ્ત્રવેત્તાઓ કથી ગયા છેઃ—

प्रस्थानाभिमुखेपत्यौ नासन्मङ्गल भाषिणी ।
नवार्योऽसौनिषेधोक्तयान कार्यरोदनं तदा ॥

बृहन्नारदीय पुराण.

પતિ બહાર ગામ જવાને નિકળે ત્યારે સ્ત્રીએ અપશુકનનાં વચનો બોલવા નહીં, તેમ તેને ના પાડીને જતાં અટકાવવો પણ નહીં તથા તે વખતે રડવું નહીં.

હે બહેનો ! કુલીન સ્ત્રીએ કોઇ દિવસ સ્વતંત્રતાથી વર્તવું નહીં શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

बाल्येपितुर्वशे तिष्ठेत्पाणि ग्राहस्ययौवने ।
पुत्राणां भर्तरिप्रेते नभजेत्स्त्री स्वतन्त्रताम् ॥

બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેવું; જુવાનિમાં સ્વામીને વશ; સ્વામી ગુજરી જાય ત્યારે પુત્રને વશ રહેવું; પણ સ્ત્રીએ સ્વતંત્ર વ-ર્તવું નહીં.

વળી કહ્યું છે કેઃ—

**पिता भर्त्रासुतै र्वाऽपिनेच्छेद्विर हमात्मनः ।**

**एषांहि विरहेण स्त्री गर्ह्यं कुर्यादुभेकुले ॥**

સ્ત્રીએ પોતાનાં માબાપ, ધણી અથવા પુત્રોથી કદાપિ જુદાં રહેવું નહીં. કારણ કે જ્યારે બધાનો તે ત્યાગ કરીને એકલી રહે છે ત્યારે જગતમાં તેની કીર્તિ ઘટે છે અને પિયર તથા સાસરાં એ બન્નેના કુ-ળની નિંદા કરાવે છે.

હે બહેનો! ઉપર આપણે ધર્મશાસ્ત્રાધારે વિવાહ વિ-ધિ કહી ગયાં તેનો મુખ્ય ઉદેશ એજ છે કેઃ— પતિ અને સ્ત્રીએ પરસ્પરનાં હૃદય, પ્રેમરૂપી હીરની ગાંઠથી એવાં તો સજડ બંધાય કે તે ગમે તેટલી વિપત્તિ આવી પડે તોપણ તે છુટે નહિ. કહ્યું છે કેઃ—

**तथा नित्यंयतेयातां स्त्री पुंसौतुकृतक्रियौ ।**

**तथा नाभिचरेतां तौविमुक्ताावितरेतरम् ॥**

**मनु. अ. ९. १०२**

લગ્નના સંબંધથી જોડાએલાં સ્ત્રી પુરૂષનાં જોડા એ સદા સાવધ રહેવું કે, રખેને એક બીજાંનો વિયોગ થવાથી પરસ્પરમાં અભાવ ઉ-ત્પન્ન થાય.

હે બહેનો! પતિને પ્રિય તે પોતાને પ્રિય અને તેને

જે અનુકૂળ પ્રતિકૂળ તેજ તેને થાય છે અને એમ થતાં પોતાના જીવની પણ દરકાર રહેતી નથી. એવી નિષ્કંટકપણે પ્રેમ રાખી સદાચરણે ચાલનાર સ્ત્રીનો પતિ કદીપણ ખરાબ રસ્તે ચાલતો નથી. માટે પોતાનું સૌભાગ્ય ઇચ્છનાર સ્ત્રીઓએ પોતાના પતિપરજ અખંડ પ્રેમ રાખવો.

હે બહેનો! બીજી સ્ત્રીઓ સાથે કદીપણ સદ્‌ગુણી સ્ત્રીએ બેહેનપણાં કરવાં નહીં; કારણ તેમ થવાથી કોઇક વખત આપણા પતિવૃતને કલંક લાગવાનો સંભવ રહે છે. માટે તેના કરતાં પતિ સાથેજ મિત્રભાવ રાખવો અને તે-નેજ દેવ, સ્વર્ગની ગતિ આપનાર સમજવો હે બહેનો જે સ્ત્રીઓ એ પ્રમાણે વર્તે છે. તે પોતાના ત્રણે કુળને દીપાવી પ્રભુને પ્રિય થાય છે.

હે બહેનો! ઘરમાં જે કાંઈ વાત થઇ હોય, કોઈ કાર્ય પતિએ છાનુ કર્યું હોય; અને તે છુપુ રાખવાનુ હોય, તે સખીઓને તથા પાડપાડોશણો પાસે જઇ કહેવું નહીં. આપણા લોકોના રિવાજ પ્રમાણે સ્ત્રીઓ પાણી ભરવા જાય દેવદર્શને જાય અથવા તો દિશાએ જાય એવે સમયે બીજી સોબતીલી સ્ત્રીઓ જેમ જેમ તેને ખીલાવી પૂછે તેમ તેમ પોતે ઘરની છાની વાતો પણ તે સ્ત્રીઓ આગળ પ્રકટ કરી દે છે. એ કુલટાનાં લક્ષણ છે. માટે સ્ત્રીએ ઘરની વાતોપર મ્હોડે કદી કહેવી નહીં.

હે બહેનો! સદ્‌ગુણ સંપન્ન સ્ત્રીએ કદી જાહેર કાર્યોમાં

ભાગ લેવો નહીં; કારણ તેવી વૃત્તિ રાખવાથી કોઇ વખત આપણી લાજ મર્યાદાને ધોકો પહોચે છે.

હે બહેનો ! સ્ત્રીઓએ શિયળનું રક્ષણ કરતાં, પારકાની કપટ ચર્યા પારખતાં; સજ્જન દુર્જનને ઓળખતાં; પતિ પ્રદેશ જાય ત્યારે નીતિના માર્ગે ચાલતાં; સતી સ્ત્રીઓનાં ચરિત્રો વાંચી તેમાંથી ઉપદેશ ગ્રહણ કરતાં, નઠારા પુરૂષોના વખતે ફંદામાં ફસાયાં હઇએ તો તેમાંથી છટકતાં; ઉડતા રોગથી ઘરના મનુષ્યોને બચાવતાં, વસ્ત્રાભૂષણો સજતાં; પરોણા ચાકરી કરતાં, ચાકર સાથે વર્તતાં તથા તેને પારખતાં, સાસુ, સસરો; દિયેર, જેઠ, ભાઇ, ભોજાઇ, નણંદ વિગેરે સગાં સંબંધિઓ સાથે વર્તતાં, સાસરે જતી સ્ત્રીઓને શિખામણ આપતાં, પતિ પ્રદેશ ગયો હોય ત્યારે લેવડ દેવડમાં હરકત ન પડે માટે સોના, રૂપાની પરીક્ષા કરતાં; બાળોપદેશ આપતાં, સૌભાગ્ય દર્શક ચિન્હો ધારણ કરતાં, બહેનપણાં કરવામાં પ્રથમ તેની આબરૂ, ગુણ, જ્ઞાન, ચાલચલગત અને વિદ્યા વિગેરે સદ્ગુણો પારખી કહાડતાં; પર મનુષ્યની નિષ્ઠા વર્તતાં, પતિ સાથે તેના મિત્રો અગર કોઇ આવતા જતા સાથે બોલવાનો અંકુશ રાખતાં, મુસાફરી વખતે રેલ્વે ગાડીમાં કોઇ અમલદાર અગર કોઇ સખ્સ તરફથી જુલમ કરવામાં આવે તો પેલી *બંગાળી બાળાઓના જેવી યુક્તિ તથા અચળ ટેકથી

* જુઓ ગુજરાતમિત્ર તા. ૧૮–૭–૧૮૯૭.

શિયળનું રક્ષણ કરતાં; મુસાફરીના અગર અણધાર્યા પ્રસંગે પર પુરૂષ સાથે કામ પડે છે ત્યારે હરખ અથવા ગભરાટમાં છુટથી નહીં બોલતાં, તથા તેથી સાવચેત રહી પતિ સિવાય કોઇનો ભરૂંસો નહિ રાખતાં, તથા સૌને પોતાના ન જાણતાં, સ્ત્રી યાચકો, સાધુડીયો, પતિત, હરામીદાનતની, નસિબ જોનારીઓ, ખરી દુરાચારિણી; અને રખડાઉ સ્ત્રીઓ (ઘેરેઘેર ફરનાર, ધોબણ, માળણ, દરજણ, મોચણ, ગુલામનો ધંધો કરનારી, વાલંદેણ, વિગેરે) ઓળખી કહાડી તેમના બોલવા ચાલવાથી તેના પાપી ફંદમાં ન ફસાતાં—શિખવું જોઇએ.

હે બહેનો ! પોતાનો ખરો શણગાર શામાં છે, તે સમજતાં, પતિને પ્રેમ સહિત મધુર વચનથી બોલાવતાં; મન બગાડ તરફ નહિ લલચાવતાં; સારી વાતમાં ચિત્ત લગાડતાં, ઘર શોભી નીકળે ને મન ખુશ થાય એવું શણગારતાં, પોતાના શિયળના પ્રભાવની મગરૂરી રાખતાં; પતિના પગ, હાથ, માથુ વિગેરે ચાંપતાં, પતિ રિસાઇ ગયો હોય અથવા પ્રદેશમાં ગયો હોય અને પોતાના ઉપર કાંઈ આફત આવે તો તેથી નહિ અકળાતાં સુખ દુઃખ સહન કરીને પણ તે આફતમાંથી મુક્ત થવા યુક્તિ પ્રયુકિતથી યત્ન કરતાં—શિખવું જોઇએ.

હે બહેનો ! હજાર પ્રયત્ને પણ પતિવ્રત સાચવતાં; વ્હેમનો વિનાશ કરતાં, સંપ સંપત્તિ વધારતાં વિગેરે ગુણો

સાસરે જઇ સ્ત્રીઓએ ગ્રહણ કરવાથી તેણીઓ પતિની વ્હાલી થાય છે, અને એ પ્રતાપ વડેજ જગત્ તત્વ, ઇશ્વર તત્વ અને ધર્મ તત્વ વિગેરેનું જ્ઞાન થાય છે,

હે ભગિનીઓ! સદ્ગુણુ એજ સ્ત્રીઓનો શણગાર છે અને સતીત્વ લજ્જા. નમ્રતા, મોટુ મન, ધર્મશીળતા, મર્યાદા, સર્વપર પ્રીતિ રાખવી, વ્હેલા ઉઠવું, મિતાહારી થવું, શાન્ત સ્વભાવ રાખવો, ઉદ્યોગી થવું. થોડું પણ મધુર વચન બોલવું, વિવેકથી વર્તવું, બીજાનું ભલું ઇચ્છવું, કોઇની ગુપ્ત વાત બીજા આગળ કહેવી નહિ, કોઇ દિવસ કોઈનો વિશ્વાસઘાત કરવો નહિ, તેમ ઇર્ષા, ચાડી, કે નિન્દા કરવી નહિ. પરોપકાર કરવો, કપટી થવું નહિ, કોઇ સાથે વેર કરવું નહિ, જરા વાતમાં નકામાં મિજાજ ખોઇ નાખી લડવું નહીં, સ્વામીની આજ્ઞા વિના બહાર જવું નહિ, સ્વતંત્રતાએ ચાલવું નહિ, પતિની આજ્ઞા વિના ઉપવાસ, વ્રત કરવાં નહિ, નાભી દેખાય એવી રીતે વસ્ત્ર પહેરવું નહિ, ચંચળ ચાલે ચાલવું નહિ, પતિ તથા તેના બંધું વર્ગ પ્રત્યે દ્વેષ કરવો નહિ, ઉઘાડાં ફરવું નહિ, એક વસ્ત્ર પહેરી ફરવું નહિ, ઉચાંકળં (ચોળી વિના) રહેવું નહિ, પગની ઘુંટી સુધી વસ્ત્ર પહેરી રાખવું. અંગ જુદાં પડિ દેખાય તેવી રીતે વસ્ત્રો પહેરવાં નહિ. વિગેરે તો સ્ત્રીઓના સ્વાભાવિક અલંકારો છે.

હે બહેનો ! પોતાના પતિની સ્થિતિ પ્રમાણે યોગ્ય અને જરૂરના અલંકારો સાથ સ્વચ્છ વસ્ત્રો પહેરી ઉપરનાં સ્વાભાવિક ભૂષણોથી પોતાના શરીરને શોભાવવું એ પ્રત્યેક ચતુર અને સતી સ્ત્રીઓનો ધર્મ છે. ઘરેણાં અને સુંદર વસ્ત્રો પહેરવાથી કાંઇ રૂપાળાં દેખાતાં નથી પરંતુ શરીરની સુઘડતા અને માથાના વાળ વિગેરે હોળી સાફ રાખવા એજ સ્ત્રીની સુંદરતા છે.

હે બહેનો ! હમેશાં જે મ્હોટાં, સારાં, અને કુલીન કહેવરાવી પ્રતિષ્ઠિત થવા ઇચ્છા રાખતાં હોય તેણે કોઇ દિવસ અહંકાર રાખવો નહિ, કારણ અહંકાર એજ સર્વ સદ્ગુણોનો નાશ કરનાર શત્રુ છે.

હે બહેનો ! નમ્રતા એ સ્ત્રીઓને ઉચ્ચપદ આપનાર ગુણ છે. કોઇએ આપણી નિન્દા કરી માટે તેના ઉપર ગુસ્સો રાખી વેર લેવા કરતાં તેને પ્રસન્ન મુખ રાખી મીઠાં વચન કહેશો તો તે ઉલટાં શરમાઇ તમારી નિન્દાનો તે જાતેજ પસ્તાવો કરશે.

હે બહેનો ! પરપુરૂષ સાથે અથવા કોઇ પણ સાથે રસ્તામાં ઉભાં રહી ઘણો વખત વાત કરવી નહિ. વખતે કોઇની સાથે બોલવાની જરૂર પડે તો નમ્રતા, સભ્યતા, મર્યાદા રાખી ન ગભરાતાં સમયને યોગ્ય થોડું બોલવું.

હે બહેનો ! દુરાચારિણી સ્ત્રીઓ દુર્ભાષણ કરે તો તેવાજ શબ્દોમાં તેને જવાબ આપવો નહિ.

હે બહેનો! હમેશ સત્ય વાત બોલવી, જુઠું કદી પણ બોલવું નહિ. ખસુસ કાંઇ ગુન્હો થયો હોય પરંતુ સત્ય વાત બોલવાથી તે ગુન્હો માફ થાય છે. અને જુઠું બોલવાથી એક તરફ ગુન્હાની સજા થાય છે. અને બીજી તરફનું પાપ કરીએ છીએ અને તેથી પ્રતિષ્ઠા ઘટી બીજાના અવિશ્વાસુ થઇએ છીએ.

સ્ત્રી કિંવા પુરૂષ કોઇ મળવા આવે તો તે વખતે તેને માન આપી બેસવાનું આપવું અને તે બેસે એટલે તેનાથી પોતે જરા દૂર જઇ બેસવું. તેને સામા ધારીધારીને જોવું નહિ કે જેથી સામાના દિલમાં તમારા માટે ખોટો વિચાર ઉત્પન્ન થાય. પુરૂષ સાથે કદી પણ ઠઠ્ઠા મશ્કરી કરવી નહિ અને પુરૂષ કાંઇ તેવું કરવા જાય તો ત્યાંથી ઉઠી તુરત ચાલ્યા જવું.

હે બહેનો! પતિ પ્રદેશ ગયો હોય ત્યારે કોઇ પણ માણસનો વિશ્વાસ ન લાવતાં તેને ઘરમાં ઘાલવું નહિ. કારણ ચાંપરાજ દિલ્હી ગયો હતો તે તકે ફોઇણા બની ધુતારી માલણ શેરબેકના કહેવાથી તેવે રસ્તેજ સતી સોનરાણીને ઠગી ગઇ હતી. અને તેવીજ તકનો લાભ લેઇ સતી સીતાજીને રાવણ હરિ ગયો હતો.

હે બહેનો! આપણો સ્વદેશી પોશાક અને રિવાજ કદી તજવો નહિ. કારણ તે તજવાથી અને અન્ય દેશના

રિવાજ, પોશાકથી આપણે કેવળ કઢંગાં અને લોક રૂઢીથી અળગાં માલમ પડીએ છીએ

હે બહેનો ! આજકાલ ચાલેલો, પોલકાં, ખબુતર ખાનાં, લુસબાઈ આદી નામની જુદી જુદી ફેશનની ટુંકી બાંહ્યોની ચોળીઓનો ચાલ બહુ નિન્દિત અને આપણા આર્ય દેશને નહિ છાજતો છે. તમારા મનમાં એમ આવશે કે તેથી તમે રૂપાળાં દેખાવ છો, પણ તેમાં તમારી ભૂલ છે. પરદેશી અને પરજાતીનો પહેરવેશ પહેરવાથી આપણી જાતિનું આપણને વિસ્મરણ થાય છે અને એથી તમો મોરનાં પીચ્છાં ખોશી મોર બનેલા કાકપક્ષીરૂપ માલમ પડો છો. તમારી પ્રાચીન મર્યાદાનો ભંગ કરો છો અને વિદેશી લોકોના મનમાં તમો વેશધારી ( બહુરૂપી જેવાં ) દેખાવ છો. એવું પહેરવાથી તમો સુધરેલાં કહેવાવા માગતાં હો તો તે તમારી મતિ ફેર છે. એવી ફેશનથી થએલો સુધારો નથી પણ તે તો આર્યોને અંધારામાં દોરી જનાર કુધારો છે. અહો ! સુધારો સુધારો કહી આજકાલ તેવી સ્ત્રીઓ આર્ય ધર્મની કંઇ પદ્ધતિ ગ્રહણ કરી સુધરેલાં કહેવાવા માગે છે તે કાંઇ સમજાતું નથી. આજકાલ સુધરેલી પંક્તિમાં ખપતા જનોના મેલાવડાઓમાં તો જ્યાં ત્યાં આર્ય મહિલાઓ વિદેશી સ્ત્રીઓની માફક પરપુરૂષો સાથે છુટથી વાતો કરતી, હાથ મીલાવતી, તથા ઘણી વખત તો નાચ કરતી માલમ પડે છે. વળી કેટલીક તો બુટ, મોજાં ને પોલકાં પહેરી ઉઘાડે માથે

સાડી ઓઢી માથાના વાળ આગળ ગુચ્છા જેવા રાખી, હાથમાં રૂમાલ, છત્રી અને કેટલીકએક તો નાકે ચસમા સુધ્ધાં ચડાવી ભભકાબંધ પહેરવેશમાં સજ થએલી માલમ પડે છે,

કહો બહેનો! ઉપરની સુધરેલી આર્યાઓમાં આર્ય ધર્મમાં જણાવેલ સ્ત્રી ધર્મનીતિનો કીયો ગુણ તેઓ ગ્રહણ કરી સુધરેલાં કહેવાવા માગે છે (?) અરે તેઓ સુધરેલાં નહિ પણ દેશમાં દાખલ થતી વિદેશી ચીજો—રિવાજોને ઉત્તેજન આપી (સ્વદેશીને દૂર ફેંકી દેવરાવનાર) આર્યહિત શત્રુ છે એમ કહીએતો અતિશયોક્તિ કહેવાશે નહીં.

હે બહેનો એવા પ્રસરેલા સુધારા નહિ પણ કુધારાજ જાણવા જુઓ એક લેખકે તેવા ડાળઘાલુ—નામનાજ સુધારકો માટે કહ્યું છે કે.

પ્રસર્યો સુધારો દેશ કે આ કુધારો થાય છે!!
આર્ય શિશુ નીજ ધર્મ તજીને વિદેશી રહાય છે—ટેક.

બાળક વયના બાળથી કરતાં બાળ લગંન,
જોડું કજોડું જોયના વિપરીત થાયે વીઘંન;
કન્યા તણો વિક્રય સદા તે પણ કરાય છે—પ્રસર્યો. ૧

વિધવા ધર્મ ન સાચવે કરતી નીત વ્યભિચાર,
સધવા નારી સંચરે વશ કરવા ભર્તાર;
લોભી પ્રપંચી ફાવતા નહિ વારનાર છે—પ્રસર્યો. ૨

વેદ ગયો વટલાઇને પુરાણ ખોટાં થાય,
ધંર્મકર્મ નહિ આસ્થા બુટ પેહેરીને ખાય;

ચિરૂટ વિના ચાલે નહિ વાયુ ભરાય છે—પ્રસર્યો 3
અંગરખાં હડતઈ ગયાં કોટ થયા કંપલીટ,
પાટલુન પહેરવાં ગમે ધોતરપર થઇ છીટ;
નાકે ચડયા ચસમા થકી માસ્તર ગણાય છે—પ્રસર્યો ૪
જાતી ભેદ ન રાખતા વિધવા વિવાહ ચ્હાય,
ચાલહંસની કાગડો શિખતાં નિજ ભૂલી જાય;
ધોબી તણા કુત્તા સમી ગતિએ તે જાય છે—પ્રસર્યો ૫

હે બહેનો! વળી હાલ જ્યાં ત્યાં પરદેશી પાટલીઓનો ચાલ વધુ પ્રસરી રહ્યો છે. સુધારાનું ડોળ ઘાલી ફરનાર કેટલીક આર્યાઓ તો ફક્ત એકાદ બંગડી કે પાટલી રાખતી હોય તો તેઓના પતિનાં પુરાં ધન્ય ભાગ્ય સમજવાં. કારણ એમ ન સમજતીઓ હોય તો સૌભાગ્ય સૂચક ચુડો તથા કુંકુમનો કપાળ વચ્ચે મોટો ચાંદલો તેને ઠેકાણે ઝીણી નજીવી બંગડી અને બે ભવાં વચ્ચે ઝીણી ટપકી તેઓ નથી કરતી! અને તે સૌભાગ્યવંતી સ્ત્રીને તોછડું નથી લાગતું! અલબત જાહેર મેલાવડામાં ભાગ લેતી તેવા વેશો લઇ ફરનાર સુધરેલી કહેવાડનાર આર્યાઓને આર્ય મહિલાનો જો તે દાવો કરતી હોય તો તે તેમને નહી છાજતી રીતિ છે.

પ્રાચીન આર્યાઓ શિક્ષણ લેતી હતી પણ તેઓનું શિક્ષણ ધર્મનીતિ યુક્ત હતું જે શિક્ષણના પ્રતાપે જેઓની સુકીર્ત્તિ અદ્યાપિ પર્યંત આર્યદેશમાં ઝગઝઘાટ મારી રહી છે. તેઓ પોલકાં, મોજા, કે બુટ, ચસમાની શોખીન

નહુતી, તેમ પુરૂષોના જાહેર મેલાવડામાં પુરૂષોની માફક સ્વતંત્ર રીતે ભાગ લેતી નહુતી તેણીઓ વૃદ્ધઉપાધ્યાય પાસે શિક્ષણ લેતી અને સ્ત્રી સમાજ કદાચ ભરાતા તો તે ધર્મ મર્યાદા સચવાય તેવા ભરાતા, આજની પેઠે [1]પુરૂષકિંવા સ્ત્રીઓની જાહેર સભાઓમાં જ્યાં ત્યાં (ધર્માજ્ઞાથી ઉલટી રીતે) સ્વતંત્ર રીતે માથા મારવા જોઈએ તેવી તેઓ સ્વતંત્ર નહુતી. આવી રીતની ધર્મ મર્યાદા સાચવીને પણ તેઓ જોઇએ તેટલું ગૃહ શિક્ષણ, ધર્મ શિક્ષણ અને વ્યવહાર શિક્ષણ મેળવતી કે આજનું શિક્ષણ તેમના શિક્ષણ આગળ કાંઇ હીસાબમાંજ નથી એમ કહીશું તો અયુક્ત કહેવાશે નહી×

(૧) યુરોપ જેવા સુધારાની ટોચે પહોંચેલા દેશના લોકો પણ સ્ત્રીઓને પુરૂષના જેવી સ્વતંત્રતાના હક્ક આપવા ખુશી હોય એમ જણાતું નથી. જુઓ તા. ૨૫ એપ્રીલ ૧૯૦૬ ના રોજ ખુલેલી પાર્લામેન્ટમાં ત્યાંની સ્ત્રીઓએ કીધેલી મેમ્બર થવાની હિલચાલ નિષ્ફળ નિવડેલી જણાય છે. વળી મુંબાઇ કારપોરેશન સભામાં સ્ત્રીઓને મેમ્બર કરવા સંબંધિની ઓનરેબલ મી. જાફરભાઈ રહિમતુલ્લાએ કીધેલી દરખાસ્ત તા. ૨૪ જુન ૧૯૦૬ ના રોજ ઓ. મી. ફીરોજશાહ મહેતા આદી વિદ્વાન વર્ગે એકમત થઇ રદ કરી છે. આ ઉપરથી મતલબ એજ સમજવાની છે કે શાસ્ત્રમાં કહેલી મર્યાદા કરતાં વધારે છુટ મેળવી પુરૂષોના મેળાવડામાં પુરૂષોની માફક દરેક રીતનો સ્વતંત્ર હક્ક મેળવવા ઇન્તેજારી કરવી એ સર્વ સ્થળે નિન્દિતજ છે.

× મીના અને વૈતરણી નામે બે બ્રહ્મવાદીની સ્ત્રીઓ હતી. (ગરૂડ પુરાણ.) આસુરી આત્મજ્ઞ ની હતી અને તે કપિલઋષિથી મેળવ્યું હતું. (મહાભારત.)

છતાં પણ તેમનો ઉત્તમ મનોભાવ એવો ધર્મચુસ્ત રહેતો કે જેની કીર્તિના વારંવાર બોધાર્થે આપણે યશોગાન કરે જઈએ છીએ.

અરે ક્યાં છે તેવી શિયળવંતી મહા સતીઓ ! આજે તો જ્યાં ત્યાં વિચિત્ર રચનાજ માલમ પડે છે અને તેથી પવિત્ર આર્યભૂમિને આપણે મહા સંકટમાં નાખી દીધી છે. એક લેખકે આ વિષયને માટે લખ્યુ છે કેઃ—

અવદશા આર્યભૂમિ તારી આ પ્રકટી શી રહી ?
ચૂકી નિજ ધર્મ બહુ વનિતાઓ વંઠી ગઈ—અવદશા. ૧
ક્યાં છે સીતા, તારામતિ, અનુસૂયા ગાર્ગીરતિ,

---

મિથિલાધિપતિના દરબારમાં ગાર્ગીએ તત્વજ્ઞાન સંબંધે યાજ્ઞવલ્કય ઋષિ સાથે તર્કવિતર્કથી વાદ કર્યો હતો. સુલભા નામની એક સ્ત્રી દર્શન શાસ્ત્ર ઉત્તમ રીતે જાણતી હતી. (મહાભારત) સાબરી નામની તાપસી મહા તપોબલી હતી (રામાયણ) અત્રિ મુનિની સ્ત્રી આત્રેયી એ વાલ્મિક પાસે અધ્યયન કરી અગસ્તની પાસે વેદનો અભ્યાસ કરવા ગઈ હતી. દેવી મૈત્રીએ પોતાના સ્વામી યાજ્ઞવલ્કયને ઇશ્વર સંબંધિ પ્રશ્ન કરી તત્વજ્ઞાનનો ઉપદેશ મેળવ્યો હતો. કર્દમ મુનિની સ્ત્રી દેવહુતીએ પોતાના દીકરા કપિલ પાસેથી તત્વજ્ઞાનનો વિષય પ્રાપ્ત કર્યો હતો. (શ્રીમદ્ ભાગવત) અનુસૂયા ઘણા શાસ્ત્રને જાણતી હતી સીતાજીને તેણેજ બોધ દીધો હતો. શકુન્તલાએ કણ્વના આશ્રમમાં કેળવણી લીધી હતી. દ્રોપદિ ચિત્રવિદ્યા અને શિલ્પકાર્ય ઉત્તમ રીતે જાણતી હતી. વીગેરે વીગેરે.

(ટી. સુ. પુ. ૧૦ અં. ૧૧.)

એવી સતીઓના જેવી ક્યાં છે કૃતિ કોની કઇ ! અવદશા. ૨
સ્વાહા સાવિત્રી દેવી તથા પાંચાળી જેવી,
વશી દમયંતી કેવી પતિ સંગે વનમાં જઇ ! અવદશા. ૩
કર્મદેવી કમળાવતી દુર્ગાદેવી વીરમતી,
કર્ણદેવી પદ્મિણી જેવી સતીઓ સૂરિકો દિસે નહિ. અવદશા. ૪
આજે તો એ હિન્દમાતા, કજોડા જયાં ત્યાં થાતાં,
વેચે દુહિતાને પિતા દુષ્ટ જાહેર દામ લઇ.....અવદશા. ૫
વળી પ્રકટયો સુધારો પુરો દિસે તે કુધારો,
કહું શી વાત સૌ મર્યાદ દિસે ત્યાગ થઇ........અવદશા. ૬
વળી થયા ધર્મ ઝાઝા શાસ્ત્રની મૂકી માઝા,
રહ્યા વખણાતા તાજા પ્રાચીન રીતિ કયાં ન રહી. અવદશા. ૭
મટી મહિલા સ્વદેશી વેશ ધરતી વિદેશી,
પહેરે ચસ્માને સ્ટોકીંગ બુટ ફરે જાહેર મહિ. અવદશા. ૮
પ્રાચીન વિદ્યા ન રહી રૂઢી પણ ઉડી ગઈ,
જયાં ત્યાં સઉ સ્વતંત્ર દિસે નામનો સુધારો ગૃહી. અવદશા. ૯
પ્રભુ પ્રણમું હું પ્રીતે, ચાલે સઉ ધર્મ રીતે,
મતિ એવિદ્યોને જોડી હસ્ત જુગલ વિનતિ કહી. અવદશા. ૧૦

હે બહેનો ! બે માણુસ વાત કરતાં હોય ત્યાં જવું નહિ, તેમ તેની વાત છુપઇને સાંભળવાની કદી ટેવ રાખવી નહીં. રસ્તામાં ચાલતાં ચાલતાં આડાંઅવળાં નેણ ફેકવાં નહિ, સાડીયુ વાળા સભ્યતાથી જરા આધુ ઓઢી નીચી નજરે

પોતાને રસ્તે સીધાં ચાલ્યાં જવું. રાજમાર્ગ મૂકી ખુણેખો-ચરેથી એકલાં જવું નહીં.

હે બહેનો! તળાવ, નદી વિગેરે જાહેર ઠેકાણે કે જ્યાં પુરૂષોનો વિશેષ અવર, જવર હોય ત્યાં અંગ ઉઘાડું રાખી કદી ધોવું કે સ્નાન કરવું નહીં. એવી જગ્યાએ બેમર્યાદ રીતે કેટલીક સ્ત્રીઓ ઉઘાડાં શરીર મૂકી, કેટલીક સ્ત્રીઓ ચણીયા અને કાંચળી અને કેટલીએક તો સાત્ર બેમર્યાદ રીતે એક ચણીયોજ પહેરી ધોવા અથવા સ્નાન કરવા મંડે છે એ કેવું અનીતિ ભરેલું છે?! આવા જાહેર ઠેકાણે કોઈ દિવસ સ્ત્રીઓએ ધોવા જવું પડે તો ઉપરની બેમર્યાદ રીતે કદી બેસવું નહીં અને આવે ઠેકાણે કુલીન સ્ત્રીઓએ સ્નાન તો કદી પણ કરવુંજ નહીં.

હે બહેનો! રસ્તામાં થતા તમાશા જોવા અઢારે વણ એકઠી થાય છે. માટે સદ્‌ગુણી સ્ત્રીઓએ તેવા તમાશા જાહેર રસ્તે થતા હોય અને ત્યાં આપણા ઘરની બારી પડ-તી હોય તો પણ ત્યાં ઉભાં રહી કોઇ દિવસ તે તમાશો જોવો નહીં.

હે બહેનો! કોઇ પણ અજાણી જગામાં, બજારમાં, પરઘેર કે પરપુરૂષ સાથે એકલાં જવું નહીં. અને ખાસ જરૂર હોય તો પોતાના સગા કે વિશ્વાસુ મનુષ્યને સાથે લેઇ જવું; પરંતુ ખરી અગત્ય શિવાય કોઇ દિવસ રાત્રીને વખતે સ્ત્રી જાતીએ કયાંઇ પણ એકલાં જવું નહીં.

હે બહેનો ! સ્ત્રી જાતિએ અંતઃકરણ શુદ્ધ રાખી દરેકપર ક્ષમા દૃષ્ટિ રાખવી. અંદરખાનેથી મલીનતા રાખનારની બહારની શુદ્ધતા નકામી છે.

હે ભગિનીઓ ! કુલીન સ્ત્રીઓએ કોઇ દિવસ જાહેર મેળાવડામાં જોવા તેમ પરશેરીએ ગરબા ગાવા જવું નહિ.

હે બહેનો ! સમાન યોગ્યતાવાળી સ્ત્રી શિવાય કદી પણ કોઇ સ્ત્રી સાથે મિત્રતા કરવી નહીં; કારણ નઠારી અને હલકા કુળની સ્ત્રીઓની સોબત માઠી અસર કરનાર છે. જેથી વઢકારી, ખરાબ ચાલની, વ્હેમી, અકુલીન સ્ત્રીની કદી પણ સોબત કરવી નહીં.

જુઓ મહાભારતના વનપર્વના અધ્યાય ૨૩૩ માં કહ્યું છે કેઃ—

> महाकुलीनाभिरपापिकाभिः
> स्त्रीभि स्तीभिस्तवसख्यमस्तु ।
> चंडाश्च शौंडाश्च महाशनाश्च,
> चौराश्च दुष्टाश्चपलाश्च वर्ज्याः ॥

હે બહેનો ! પુરૂષની પેઠે તમારે પણ ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલી અને પવિત્ર આચરણવાળી પતિવ્રતા સ્ત્રીઓની સાથેજ મિત્રાચારી કરવી તથા ક્રૂર, કજીયામાં કુશળ, ઘણુ ખાનારી, ચોર, દુષ્ટ, અને ચપળ સ્ત્રીઓનો ત્યાગ કરવો.

હે બહેનો! ક્રોધ, ઇર્ષા કે દ્વેષ સ્ત્રીઓએ કોઇ દિવસ પણ રાખવો નહિ, કારણ એ ગુણો એ કટ્ટા શત્રુ બરાબર

છે. અને એક વખત જો એ વળગે તો પછી નીકળવા મુશ્કેલ પડે છે જેનું છેવટ વિનાશનું ફળ પ્રાપ્ત થાય છે.

હે બહેનો! આ જગત્માં સર્વને માન અને મોટાઇ પૈસાથી પ્રાપ્ત થાય છે, માટે સ્ત્રીઓએ ઘરખરચમાં જેમ પૈસાનો ઓછો ખરચ થાય એમ કરકસર કરવી એ તેની મુખ્ય ફરજ છે.

હે બહેનો! આડોશી પાડોશી પાસે અથવા કોઇની પણ પાસે ઉછીનું લેવાની ઘણી જરૂરીયાત શિવાય નકામી ટેવ પાડવી નહીં. તેમ પતિથી છાનું તો કોઇ દિવસ કોઇની પાસે ઉછીનું લેવુંજ નહીં. સુકોપાકો મઠ બાજરીનો જે રોટલો મળે તેથી સંતોષ માનવો પરંતુ કરજરૂપી દુષ્મનનો કદી સંસર્ગ કરવો નહીં.

હે બહેનો! હમેશ કોઇના દિવસ સુખમાં જતા નથી. વિપદ્રાશિ સર્વના માથા ઉપર ઝુમે છે. માટે તે વખતે ધીરજ રાખી ચાલવું એ પણ એક મ્હોટાઇનું લક્ષણ છે. સુખ દુઃખ કોને નથી? સૌને છે. માટે સમજુ જનોએ તેનો કદાપી શોક કરવો નહીં. ઈશ્વર ઇચ્છા પ્રમાણે જે બનવાનું હોય છે તે બને જાય છે. મનુષ્યે તેમાં હાયવરાળ કરવાથી કાંઇ વળતું નથી. પરંતુ તે વખતે ધૈર્ય રાખી પતિનો અનાદર નહિ કરતાં પોતાનું સતીત્વ જાળવી રાખી પ્રભુને દીલમાં યાદ લાવી સંકટ સહન કરવું અને તેમાંથી છુટવા ઇશ્વરની કૃપા માગી યોગ્ય ઉપાય યોજવા એજ સ્તુત્ય છે.

હે બહેનો! સ્ત્રીની નેકી પોષ્ટની ટીકીટ બરાબર છે. એકજ કાલો ડાઘ તેનો સદંતરનો નાશ કરનાર છે એ બહુ સાવચેતીથી યાદ રાખવું.

હે બહેનો! સ્ત્રીની તંદુરસ્તીજ તેની સૌંદર્યતા છે. માટે શરીરની તંદુરસ્તીને જાળવી રાખવી એ દરેકની પહેલી ફરજ છે. ટાઢો, કટાયલો, વાશી ખોરાક નાખી દેવો પડશે એ લાલચે કદી ખાવો નહીં. અને શરીર સ્વચ્છ રાખી ખુલ્લી હવા લેવી.

હે બહેનો! સાંસારિક બાબતોમાં આ દેશમાં દાંત રંગવાનો કઢંગો ચાલ બહુ વધી પડયો છે. અને તેથી કરીને દાંત દોદળા થઇ જાય છે. અને કાંઈ ખટાસ વિગેરે ન ખવાતાં બ્હેલા હાલી ઉઠે છે. માટે સદ્ગુણી સ્ત્રીઓએ તેવો નુકશાનકારક ચાલ ત્વરાએ દૂર કરવો જોઇએ.

હે બહેનો! સંધ્યા સમયે માથુ ઓળવું નહિ તેમ તે વખતે ઘરમાંથી કદી વાશીદુ કહાડવુ નહીં.

હે બહેનો! સાસુ, નણંદ, જેઠાણી, જેઠ, દીયર, દેરાણી તથા સસરા વિગેરે સગા સંબધિઓ સાથે સંપથી વર્તવું. કદીપણ દ્વેષ અથવા રાગ કરવો નહીં. અન્યોન્ય લડી કુસંપ બતાવી એકમેકમાં વેરભાવ ઉત્પન્ન કરવાથી સદ્ગૃહસ્થના ઘરને મ્હોટું કલંક લાગે છે. માટે કદી કોઇનો વાંક પડયો હોય તોપણ સમાધાન કરી સંપી જવું એજ ઉત્તમ કુળમાં પેદા થયાનું ઉત્તમ કર્તવ્ય છે.

હે બહેનો ! નિંદાએપણ કેટલીક સ્ત્રીઓમાં મોટો દોષ હોય છે, કેટલીક સ્ત્રીઓને તો બીજાની નિંદા કીધા વિના અને સાચાં જૂઠાં કરી ટંટો કરાવ્યા વિના ખાવાનું પણ ભાવતુ નથી. પણ નિશ્ચય જાણવું કે તે મહાપાપ છે, એટલુંજ નહિ પણ નિન્દા કરનારની આબરૂ લેશ માત્ર પણ રહેતી નથી. અને તેનો ભારવક્કર પણ ઓછો થાય છે. માટે સદ્‌ગુણ ગ્રહણ કરવા ઇચ્છનાર સ્ત્રીઓએ તેવા ખરાબ ગુણો દૂર કરવા.

હે બહેનો ! આપણામાં લગ્ન જેવા શુભ પ્રસંગમાં સીતાસ્વયંવર, ઇશ્વરવિવાહ, રૂક્ષ્મણીવિવાહ, આદિ માંગલિક ગીતો ગાવાને બદલે હોળીના વખતમાં પુરૂષોમાં ચાલતી અયોગ્ય રીતિની માફક સ્ત્રીઓને મોઢે નહિ સાંભળી શકાય તેવા ધિક્કારવા લાયક ફટાણાં ગાવાનો ચાલ પડયો છે. એ રીવાજ ઘણોજ બે મર્યાદ અને આર્ય મહિલાઓને દુષણ કરતા છે. માટે સારા કુળની સદ્‌ગુણી સ્ત્રીએ આવા દુષ્ટ રિવાજને છાંયડે પણ ઉભા રહેવું એ મહાપાતક છે.

હે બહેનો ! જોકે પરણ્યા પછી તો બાળપણનાં વ્રત કરવાંજ નિષેધ છે તેમ છતાં, મોટી મોટી સ્ત્રીઓ ગૌરી પૂજનના દિવસોમાં ન સાંખી શકાય એવાં બીભત્સ ગીતો ગાય અને કૂટે અને પુરૂષો તે ઉભા ઉભા સાંભળે અને જુએ એ ચાલ થોડો નિન્દિત છે ? માટે તેવા 'દુષ્ટ રિવાજોનો જેમ બને તેમ અટકાવ કરવો એજ ઉત્તમ સ્ત્રીઓનું કર્તવ્ય છે

હે બહેનો! રડવા, કુટવાનો બુરો ચાલ પણ આપણી ન્યાતોમાં ઘણો પ્રસરી રહ્યો છે. પરંતુ તે રૂઢીના મુળ ઉંડાં પેઠેલાં હોવાથી સમજુ માણસોએ પ્રસંગાનુસાર તેને ધીમે ધીમે ખસેડવા પ્રયત્ન કરવો જોઇએ. હે બહેનો! જ્યારે આપણે જાણીએ છીએ કે મુવેલું માણસ પાછુ આવતુ નથી! તો પછી નકામો ક્લેશ કરી પોતાના તનની શામાટે ખરાબી કરી લેવી? માટે સમજુ સ્ત્રીઓએ એ બાબત ખસુસ વિચાર પૂર્વક ધ્યાનમાં લેવી જરૂરની છે. જુઓ ગરૂડપુરાણમાં પ્રેત મંજરી ભાગમાં લખ્યું છે કે,

**श्लेष्माश्रुबान्धवैर्मुक्तं प्रेतोभुंक्तेयतोऽवशः ।**

**अतोनरोदितव्यंहिक्रियाः कार्याः स्वशक्तितः ॥**

"મરનારની પાછળ તેના સગાવ્હાલાં જે શ્લેષ્મ અશ્રુ નાંખે છે તે મરનારને ખાવું પડે છે, માટે પાછળ રૂદન નહિ કરતાં પોતાની શક્તિ પ્રમાણે તેનો ઉદ્ધાર થવા દાન ક્રિયા કરવી એજ સઉથી ઉત્તમ છે.

હે બહેનો! સતી સ્ત્રીઓએ ઘંટી, ખાણીયા ઉપર કદી બેસવું નહીં.

કહ્યું છે કે:—

**नोलूखले न मुसलेनवर्धिन्यांदषद्यपि ।**

**न यंत्र केऽपिदेहल्यां सतीचोपविशेत् क्वचित् ॥**

પતિવ્રતા સ્ત્રીએ ખાંડણીયાપર, મૂસળ ઉપર, સાવરણીપર, ઔષધ, વિગેરે વાટવાની શિલાપર, યંત્રના ઉપર અથવા તો પોતાના મકાનના દરવાજાના ઉંબરા ઉપર કદી બેસવું નહીં.

હે બહેનો!

नैकाकिनी क्वचिद् गच्छेन्ननग्नास्नानमाचरेत् ।
भर्तृविद्वेषिणीं नारीं साध्वीनो भाषयेत् क्वचित् ॥

પતિવ્રતા સ્ત્રીએ કોઇપણ જગ્યાએ એકલાં જવું નહી. વસ્ત્ર પહેર્યા વિના ન્હાવું નહીં; પરંતુ વસ્ત્ર પહેરીને ન્હાવું તથા પોતાના પતિનો દ્વેષ કરનારી દુષ્ટ સ્ત્રીઓ સાથે કદી વાત કરવી નહીં.

વળી કહ્યું છે કે:—

उत्सवादिषु बंधूनां सदनं यदि गच्छति ।
लब्ध्वानुज्ञातदापत्युर्गच्छेदध्यक्षरक्षिता ॥
न वसेत् सुचिरंतत्र प्रत्यागच्छेन्द्रुतं सती ॥

જ્યારે કોઇ કાર્યના સારા દિવસોમાં માબાપને ત્યાં જવું પડે ત્યારે સ્ત્રીએ ધણીની રજા લઇ ચાકરને સાથે લેઇને જવું. ત્યાંપણ ઘણો વખત રહેવું નહીં પરંતુ કામ થઇ રહે એટલે પાછું પોતાને ઘેર ચાલ્યા આવવું.

હે બહેનો! પતિના ચરણોદકનું પાન કરવાથી સ્ત્રીઓને તીર્થમાં સ્નાન કરવું વળે કહ્યું છે કેઃ—

तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ।
शंकरादपि विष्णोर्वापतिरेकोधिकःस्त्रियाः ॥

જે સ્ત્રીને તીર્થમાં સ્નાન કરવાની ઇચ્છા થાય, તેણે પતિના બન્ને ચરણ ધોઇને તે જળ પીવું. કારણ કે પતિને શંકરના અથવા તો વિષ્ણુના કરતાં પણ અધિક કહેલો છે.

હે બહેનો! પતિવ્રતા સ્ત્રીઓમાં નિચેના છ ગુણો

સમાયલા હોય છે:—

**कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता शयनेषु रंभा ।**
**धर्मानु कूलाक्षमया धरित्री, षाड्गुण्यमेतद्धिपाति व्रतानाम् ॥**

કોઇ કાર્યના વિચાર વખતે મંત્રી તરીકે પતિને મદદ કરે છે, ભોજન કરવાની વખતે માની પેઠે વર્તે છે. શયનમાં રંભાની પેઠે વર્તે છે. ધર્મના કાર્યમાં અનુકૂળ રહે છે. અને પતિનો અપરાધ થયા છતાં પણ પૃથ્વીની પેઠ ક્ષમાને ધારણ કરે છે.

હે બહેનો! આજકાલ વ્હેમ જાળ બહુ પથરાઇ રહી છે. બોલવામાં વ્હેમ, ચાલવામાં વ્હેમ, પાણી પીવામાં વ્હેમ, ખાવામાં વ્હેમ, ભૂત પ્રેતના વ્હેમો એ તો સ્ત્રીઓમાં ઘણો વધારો કરી દીધો છે. માટે તેવા અગણીત વ્હેમો રાખવાથી તે દૂર કરવા જતાં ધૂતારા, જોગી, જતી, ભૂવા, વેરાગીને પૈસા પડાવવાની તક મળે છે અને વખતે તે ઢોંગીલાઓના કહેવાપર ઇતબાર રાખી કેટલીક દોલત સાથ સ્ત્રીઓ પોતાનું શિયળ ભંગ કરી કલંકીત થાય છે. માટે કુલીન સ્ત્રીઓએ આવા ખોટા વ્હેમને કદી ગ્રહણ કરવાજ નહીં.

હે બહેનો! આપણા પવિત્ર શાસ્ત્રમાં જેમ પુરૂષોના ધર્મ કહેલા છે, તેમ સ્ત્રીઓના ધર્મ પણ કહેલા છે. શાસ્ત્રમાં કહેલા ધર્મ પાળવાથી કાંઇ નુકશાન થતું નથી. અથવા પોતાના સાંસારિક કામમાં વિઘ્ન થતું નથી, પણ ઉલટું તે સુહ્રલિત રીતે ચાલે છે. દરેક મનુષ્ય પોતાનો બીજા પ્રતિ શો ધર્મ છે? તે સમજીને આચરણ કરે તો તે મનુષ્ય પો-

તાનુજીવતર સુધારીને પોતાના પ્રસંગમાં આવનાર મનુષ્યોને પણ લાભ કરે છે. એમ છતાં પણ મનુષ્ય જે પોતાના ધર્મ પાળતા નથી તેમાં માત્ર તેમનો પ્રમાદ છે, અથવા વિષયો તરફનું અયોગ્ય ખેંચાણ છે. સ્ત્રીઓ જ્યારે પોતાનો ધર્મ બરાબર સાચવે છે ત્યારે તે સાધ્વી સ્ત્રી અંબિકાની પેઠે પ્રકાશે છે. તેના મુખ ઉપર સૌભાગ્ય અને પવિત્રતા વરસી રહે છે. તેની ઘર્ષણા કરવાને કોઈ હિંમત કરી શકતું નથી. તેના ઘરના સર્વે મનુષ્ય તેની મર્યાદા રાખે છે, નાનાં મોટાં સૌ તેનાં વખાણ કરે છે, નાતજાતમાં તેની યોગ્યતા વધે છે, પાડોશીઓમાં તેના ગુણોનો દાખલો લેવાય છે, તેનાં પોતાનાં છોકરાં આજ્ઞાંકિત, ધર્મશીળ, ઉદાર અને માતપિતાની ભક્તિ કરનારાં થાય છે, તથા મોટપણે તેઓ ઉત્તમતા પામે છે. તેનો સ્વામી તેના પ્રતિ પ્રેમથી જુએ છે, તથા પોતાને તેના સ્પર્શથી ભાગ્યશાળી માને છે. કદાચિત્ સ્વામી દુરાચારી હોય તથાપિ પોતાની પત્નિના ધર્માચરણથી તેનું હૃદય કોમળ થઇ તે સુધરે છે. સુવાસિની સ્ત્રીઓ પોતાનો ધર્મ પાળે, તેનો આટલો મહિમા છે ! એમ છતાં હે બહેનો ! એવી કઇ સ્ત્રી હશે કે જે પોતાનો ધર્મ પાળવામાં આળસ કરશે ?। અજ્ઞાન બિચારી સ્ત્રી, તેવો ધર્મ પાળવાનું ફળ કદાચ સમજતી નહિ હશે અથવા બીજી સામાન્ય સ્ત્રીઓને સ્વધર્મથી વિરૂદ્ધ આચરણ કરતી જોઇને પોતે પણ તેવી થવા ઈચ્છા રાખતી હશે, તો તેને મેં ઉપરનો જે ઉપદેશ

કહ્યા તે જરૂર ધ્યાનમાં રાખવા ભલામણ કરૂં છું. સ્ત્રીઓએ જે જે ધર્મ પાળવાના છે, તે કાંઇ ન થઇ શકે એવા કઠણ નથી અથવા તે પાળવામાં કાંઇ છોડી દેવું પડે કે તપ કરવું પડે, તેમ નથી; જેનું મેં સંક્ષેપમાં ઉપર વર્ણન કરી બતાવ્યું છે તે તમારી ધ્યાનમાં હશે !

હે બહેનો ! ઉપરની રીતે સુવાસેણ સ્ત્રીઓના શાસ્ત્રોકત સનાતન ધર્મો મેં તમોને કહ્યા, તે સંસારરૂપી સાગરમાં પાર ઉતરવા માટે સ્ત્રીઓને ઉત્તમ નૌકાની ગરજ સારનાર છે.

હે બહેનો ! આ વિષયના સંબંધમાં એક કવિએ એક ઉત્તમ કવિતા પ્રકટ કરી છે. જેનું તમોને ભાન કરાવી આ પ્રકરણ સાથે આજનો દિવસ આપણે પૂર્ણ કરીએ. સાંભળો તે ધડો લેવા લાયક કવિતા એ છે કેઃ—

*સખીયો નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન,
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન—
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે—ટેક.

નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ;
પર નરને નવ આપીએ, તાળી હાથોહાથ.

હસવું, રમવું, જમવું એકાન્તે નવ બેસવું રે;

* સંગીત લિલાવતી—રાગ પુનમ ચાંદની ખીલી પુરી અહિરે.

પતિ વિણુ પતિના પણ સન્ મિત્રોની સંગાથ—એવા ઉત્તમ.

નાથ વિના કરવી નહિ, વિનોદ ક્રીડા વાત;
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.

સજની ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ્ આચારથી રે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત— એવા ઉત્તમ.

કુષ્ટિ, કદ્રુપ કુબડો, નિર્ધન નિર્બળ કાય,
મતિ હિણુ પતિત પતિ મળે, એ સતીને સુરરાય.

જોડી પગઅંગુઠે દૃષ્ટિ આધુ ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય— એવા ઉત્તમ.

ઉંચે સ્વરે નવ ઉચરવું, મૂકીને મરજાદ;
કુલીન બહેન કરવો નહિ, વડીલથી વિવાદ.

ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શિવ સુત કેશવની શિખામણ અંતર યાદ— એવા ઉત્તમ.

---

દિવસ ૫ મો.

---

## ગૃહકાર્ય.

---

હે બહેનો ! આજે હું તમને હવે સ્ત્રીએ ગૃહની અંદર કેવી વ્યવસ્થા તથા સુઘડતા રાખવી એનું કર્તવ્ય સમજાવું છું. કારણુ શાસ્ત્રમાં કહ્યુ છે કેઃ—

**न गृहं गृहमित्याहु गृंहिणी गृह मुच्यते ।**

गृहं तु गृहिणीहीन मरण्य सदृशं भवेत् ॥

शांतिपर्व अ. १४४.

વિદ્વાનો ઘરને ઘર નથી કહેતા પણ ગૃહિણી (સ્ત્રી)ને ઘર કહેછે ઘર સુંદર હોવા છતાં પણ તે જો સ્ત્રીવિનાનું હોય છે. તોપણ અરણ્ય સરખું થઇ પડે છે.

હે બહેનો! કલ્પદ્રુમ નામના ગ્રંથમાં કહ્યું છે કેઃ—

बुद्धा ब्राह्मे मुहूर्त्ते निजपतिचरणौ संप्रगम्यास्यमस्य ।
प्रेक्ष्य प्रेम्णाथनैतं शुभ मुकुरतले भूमि मभ्यर्च्य पत्नी ॥
प्रातःस्मृत्यादि कृत्वा पतिपरिचरणं संत्रिधायैवत्रेणीं ।
संरच्या धायभाले तिलकमथगलाद्यो निमज्जेत्सभूषा ॥१॥

હે બહેનો એ પ્રમાણે પતિવ્રતા સ્ત્રીએ મોટે પરોઢીએ જાગવું, સ્વામીના ચરણમાં પ્રણામ કરી પ્રેમથી તેનું મુખારવિંદ જોવું. પછી તેણે આરસામાં પોતાનું મુખ જોવું. ત્યાર પછી તણે પૃથ્વીનું અર્ચન કરવું. અને નિચે પ્રમાણે પતિ સ્તવન કરવું.

पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ।
पतिश्चनिर्गुणाधारो, ब्राह्मरुप नमोस्तुते ॥
क्षमस्व भगवन्दोषं ज्ञाना ज्ञानकृतं चयत् ।
पत्नीबंधोदयासिंधो दासी दोषं क्षमस्वमेः ॥

એ પ્રમાણે પતિ સ્તવન કીધા બાદ નીચે પ્રમાણે સતી નામ સ્મરણ કરવું કેઃ—

अहल्या द्रौपदीः सीता, तारा मंदोदरी तथा ।

पंचनाम स्मरेन्नित्यं, महापातक नाशनम् ॥
उमा उषाच वैदेही, रमा गंगेति पंचकम् ।
प्रातरेव पठेन्नित्यं, महापातक नाशनम् ॥

હે બહેનો ! શુક્ર નીતિમાં પણ કહ્યું છે કેઃ—

पत्युः पूर्वसमुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनीयानि कृत्वा वेश्म विशोधनम् ॥

સ્ત્રીએ પોતાના પતિની અગાઉ ઉઠી, દાતણ પાણી કરી, મુખ ધોઇ શરીર શુદ્ધ કરવું અને પલંગ, પથારી વિગેરે ઉપાડી ઘરને વાળી ઝાડીને સાફ કરવું.

હે બહેનો ! એ પ્રમાણે સ્ત્રીએ દરરોજ વર્તવું તથા પંદર પંદર દિવસે કે એથી ઓછી મુદતમાં પુરસદ મળે તો એક પણ વખત ઘરની અંદર કે ભીંતો ઝાડીઝાપટી જાળાં વિગેરે કાઢી નાંખવાં. અને તેમ કરતાં બીજાં કપડાં ઉપર કચરો ન પડે માટે તેના ઉપર એક જુનુ કપડું ઢાંકવું. પછી આંગણુ બહારી સાફ કરવું; કે જેથી દુર્ગંધ મારે નહીં. આંગણામાં કોઈ દિવસ પૂજો, એઠવાડ કે એઠુ પાણી નાખી કદી ગલીચી કરવી નહીં. આખા ઘરમાં તથા ભીંતો ઉપર ઓછામાં ઓછા પંદરે દિવસે એક વખત લીપવું. એમ થવાથી મકાનની હવા સ્વચ્છ રહેશે. ઘરમાં ભીનાશ થવા દેવી નહિ. તેમ થવાથી હવામાં બીગાડ થાય છે; અને વધારે હવેજ માર્યાથી કોઇ વખત સંધીવાનો ઉપદ્રવ થાય

છે. પૂંજો વાળ્યા પછી એક લુંગડાનો કકડો લેઇ ઘરનો સર સામાન સાફ કરવો; અને લાકડા વિગેરેનો સામાન પ્રતિમાસે ધોઇ સાફ કરવો. વાપરવામાં આવતાં ત્રાંબા પીતલના તથા માટીના વાસણ હમેશાં માંજી સાફ ચાંદની જેવાં અંદર અને બહારથી રાખવાં. સુવાની પથારી, પલંગ, ગોદડાં ગાદલાં, વિગેરે દરરોજ ઝાડી, ઝાપટી, સંકેલી દરરોજના સ્થાને મુકવાં. કદી માંકડ થયા હોય તો એક બે દિવસ સારો તડકો ખવડાવવો. ઓછાડ ત્રીજે ચોથે દિવસે બદલતાં રહેવું. ખાળકુડી વિગેરે સાફ રાખવી. લોટા તથા દેવ સેવાનો સામાન વિગેરે અજવાળવો, આટલું કર્યા બાદ સૂર્ય ઉગે એટલે ચોટલો હોળી નિર્મળ જળે શરીરના તમામ ભાગ ચોળી મસળીને મેલ દૂર થાય એવી રીતે સ્નાન કરવું. હે બહેનો! વસ્ત્ર પહેરીને સ્નાન કરવું. વસ્ત્ર પહેર્યા વિના સ્નાન કરવું નહીં. માથાના વાળ માટી, ખારો, આમળાં કે અરીઠાથી ચોળી સાફ રાખતાં રહેવું.

હે બહેનો! ન્હાવાની જગા સ્વચ્છ ને અજવાળા વાળી તથા મલાઝો પાળી શકાય તેવી પસંદ કરવી.

સઝવડવાળા મકાનમાં દરેક જનોએ ન્હાવાની જગાની ઓરડી જુદીજ બનાવી રાખવી જોઇએ.

હે બહેનો! ઘણીજ નિર્લજ સ્ત્રીઓ એકઆદ ઓથે કે ઘરમાં વસ્ત્ર કહાડી નાખી ન્હાવા બેસે છે, એવું સદ્ગુણી સ્ત્રીએ કદી કરવું નહીં.

હે બહેનો! ગામડાની સ્ત્રી જેમ બહાર આડો ખાટલો મૂકી પહેરવાનું વસ્ત્ર તે પર નાંખી લોટો પાણી શરીરપર રેડી લે છે અને નીતરતે શરીરે વસ્ત્ર પહેરી તેવડે અંગ લુછે છે, તેમ કદી કરવું નહીં. આવા નામનાજ સ્નાનથી શરીરમાં ગુમડાં, ખસ, દાદર, વિગેરે રોગો ઉત્પન્ન થાય છે. માટે સ્ત્રીઓએ સ્નાનાંતે કોરા ટુવાલ કે ખાદીના કકડાથી શરીરનો તમામ ભાગ લુછી નાખી સ્વચ્છ અને ધોએલાં વસ્ત્ર પહેરવાં; અને વસ્ત્ર બદલતી વખતે કાળજી રાખવી. બે મર્યાદ માલમ પડીએ એવી રીતે કદી વસ્ત્ર બદલવું નહીં.

હે બહેનો! ઘરમાંના રાચરચીલાં વિગેરે તમામ વસ્તુઓ શોભાયમાન દેખાય એવી રીતે ગોઠવવી. વળગણી ઉપર લટકતાં લૂગડાં સરખાં કરી ગોઠવવાં, કારણ એવી અવ્યવસ્થા રાખવાથી પતિનું દીલ ઘરમાં ગોઠતું નથી.

હે બહેનો! દરેક ચીજ પોતપોતાને ઠેકાણે સંભાળથી ગોઠવવી પુવડ સ્ત્રીઓ એક વખત ગમે તેવું સારૂ કપડું પહેરીને પછી ડુચો કરી એક ખુણે નાંખે છે. તથા જણશો ગોદડા નીચે, ઉશીકા નીચે અથવા તાકામાં, ગલ્લા ઉપર વિગેરે ઠેકાણે ઉઠવાને આળસે મૂકે છે એથી ઘણી વખત નુકશાન થાય છે.

હે બહેનો! આર્ય ભગિનીઓ તેમાં ગુર્જરી બહેનો ઘણે ભાગે શરીરે નિર્બળ, માયકાંકલી, નિરૂત્સાહી, રોગીષ્ટ

શરીરમાં જરાએ લોહી નહિ અને મોં સફેદ પુણી જેવું એવીઓ દેખાય છે. આર્ય મહિલાઓની આવી દુર્બળ દશાનું કારણ હે ભગિનીઓ તમો જો સાચી રીતે સમજો તો તમોએ કસરત કરવા યોગ્ય તમારા પૂર્વજોથી પરંપરા ચાલતું આવેલું ખાંડવું, દળવું, પાણી ભરવું, વાસણ માંજવાં, લીપવું, કપડાં ધોવાં વિગેરે ઘરનું કામકાજ ત્યજી દેઇ શેઠાણીઓ બની તેવાં કામ ચાકરોથી લેવા શરૂ કર્યું છે તેજ છે. ઉપરની કસરતરૂપ ગૃહકાર્યની મહેનત ત્યજી દેવાથી તમારી શરીર સંપત્તિ કેવળજ દુબળ બની ગઈ છે. બાળકની તંદુરસ્તીનું બંધારણ માતાની શરીર શક્તિ ઉપર આધાર રાખે છે, તો એવી દુર્બળ સ્રીઓની પ્રજા હિન્દનું કલ્યાણ કેમ કરી શકશે? અરે! એવી સ્રીઓથી ઉત્પન્ન થનાર સંતાનો દેશની સેવા કેમ બજાવી શકશે? અરે! જે માતાઓએ ભીમ, અર્જુન, રામ, હરિશ્ચંદ્ર, ભોજ, વિક્રમ, અને શાલીવાહન, પ્રતાપ પૃથુ અને શિવાજી જેવા વીર પુરૂષોનો જન્મ આપ્યો છે; એવી માતાઓ ક્યાં? અને આજકાલની ઉધરતી એવી અબળાઓ ક્યાં? માટે હે બહેનો! મનની મોટમતા મૂકી દેઇ, તનની તંદુરસ્તીને ખાતર તમારા વડીલોથી ચાલતી આવેલી એક પંથ અને દોકાજ એવી ગૃહકાર્યની ઉત્તમ કુશળતા ભરેલી ઉપરની કસરત તમારે જરૂર કરવી જોઇએ. એ કાર્ય કરવાથી તમો શેઠાણી મટી જનાર નથી, પરંતુ મારી લાડકવાઇ બહેનો! જો તમો તેવી કસરતથી મજબુત

બાંધાની હશો તો, તમારાથી તમારો એકલાંનો નહી; પણ આખા ભરતખંડનો કેટલો બધો લાભ થશે, તેનો તમોજ ખ્યાલ કરી લેશો! હે બહેનો! જેમ ગાય આખા જગતનું પાલણ કરતા છે એમ કહીએ છીએ તેવીજ રીતે એક મજબુત બાંધાની અને તંદુરસ્ત આર્ય મહિલા આપણા દેશને દીપાવનાર જનેતા છે એમ કહીએ તો અતિશયોક્તિ કહેવાશે નહીં.

હે બહેનો! ઉપર જણાવેલી દળવા, ખાંડવાની ફાયદા ભરેલી રીતથી કદી કાયર થવું નહીં. તેવાં ઘરનાં કામ કરવાથી મોટમ જતી રહી હલકા માબાપનાં કહેવાવાનાં નથી. પરંતુ તેથી તંદુરસ્તી સુધરી શરીર સંપત્તિ સારી રહેશે. અને તમો જગત્‌ના કલ્યાણરૂપ ગણાશો.

હે બહેનો! ઘરના દાણાદુણીની બરણીઓ કે કોઠીઓ સાફસુફ રાખવી અને તેમાં ભરેલી ચીજો, બીજે ત્રીજે કે ચોથે દિવસે જરૂર તપાસવી. કીડ પડી હોય તો પછી તેને તડકે નાખી ઝાડકીને સાચવી–સંભાળી ભરવા. મશાલા વિગેરે ઉપર પણ કાળજી રાખવી. તેને વીણવો ઝાળવો અને જે વાસણમાં ભરીએ તેને મજબુત બંધ કરી રાખવું.

હે બહેનો! સ્નાનાંતે માથામાં તેલ નાખી વાળ હોળી કપાળે કુંકુમનો ચાંદલો કરવો. સ્કંદપુરાણમાં કહ્યું છે કેઃ–

हरिद्रां कुंकुमंचैव सिन्दूरं कज्जलं तथा ।
कूर्पासकं च तांवूलं मांगल्याभरणं शुभम् ॥

**केशसंस्कार कबरी करकर्ण विभूषणम् ।**
**भर्त्तरायुष मिच्छन्ती दूरयेन्न क्वचित् सती ॥**

स्कंदपुराण.

સુવાસેણ સ્ત્રીઓએ હમેશાં કપાલમાં કુંકુમનો ચાંદલો કરવો, સેંથામાં સિંદૂર તથા હલધર ધારણ કરવી. આંખમાં કાજલ આંજવું. સેંથો પાડીને અંબોડો વાળવો કાંચળી અથવા ચોળી હમેશાં પહેરી રાખવી ભોજન થઇ રહ્યા પછી પાન ખાવું. સારા અને સ્વચ્છ વસ્ત્ર તથા મળી શકે તેવાં મંગળકારક આભૂષણો પહેરવાં.

હે બહેનો! જે સ્ત્રી પોતાના પતિના આયુષ્યની વૃદ્ધિ ઇચ્છતી હોય, તેણે ઉપર કહેલો સૌભાગ્ય સૂચક શણગાર હમેશાં ધારણ કરવો.

હે બહેનો! સૌભાગ્ય સૂચક શણગાર ધારણ કરી પાણીયારૂં વિગેરે સાફ કરવું-ધોવું-પાણી ગાળવું. અને ત્યાર બાદ ઉમરા વિગેરે પૂંજી પતિને પૂજાના કામમાં જોઇતી સામગ્રી કરી આપી, ટાંકામાંથી પાણી ગળી, પછી સોળું પહેરી રસોઇ કરવા પેસવું.

આર્ય મહિલાઓ—હે માતુશ્રી સ્ત્રીઓના બધા ગુણોમાં રસોઇ કરવા સંબંધિનો ગુણ શ્રેષ્ઠ કહેલો છે; તો તે રસોઈ કેટલા પ્રકારની તથા તે વખતે શું શું સાહિત્ય મેળવવાની જરૂર છે; તેનું વર્ણન કરવા કૃપા કરશો તો મોટો ઉપકાર થશે.

સાધ્વીબાઇ-હે બહેનો! તમારી એ દરખાસ્ત સ્તુતિપાત્ર છે; કારણ રસોઇ એ આર્યમહિલાઓનો સંસાર નીભા-

વવાના પગરણનું પ્રથમ પગથીયું છે; તો સાંભળો તમારી ઇચ્છાનુસાર હું તમને તેનુ સંક્ષેપમાં વર્ણન કરી બતાવું છું:—

રસોઇ કરવાનુ ચતુરાઇ ભર્યું કાર્ય એ આજકાલનું પ્રસિદ્ધિમાં નથી. પરંતુ ત્રેતાયુગમાં નળરાજા તથા દ્વાપર-યુગમાં ઇન્દ્રપ્રસ્થમાં રહેનાર પાંડુપુત્ર ભીમસેન વૈરાટ નગરમાં ગુપ્ત રહ્યા, તે વખતે અનેક તરેહના પાક ભેદ કહ્યા હતા. પરંતુ એવા પાક કરવા જતાં ખરચ ઘણો થાય છે માટે તેનું વર્ણન બાજુપર રાખી આપણે તો ખાસ હમેશ ઘરસંસારને ઉપયોગી રીત જાણવી જરૂરની હોવાથી તે જણાવું છું

હે બહેનો ! રસોઇનું પૃથક્કરણ કરવા પહેલાં આપણે વાસણના ગુણો જાણવા પ્રથમ અગત્યના છે. ત્રાંબા પીતળના વાસણમાં જમવાથી ઘણોજ અવગુણ થાય છે અને સ્વાદ પણ બગડે છે !

કલઈ તથા કાંસાના વાસણમાં વસ્તુ સ્વાદિષ્ટ રહે છે.

લોઢાના વાસણમાં કીધેલી રસોઇ હમેશ ખાવામાં આવે તો આંખોને હરકત લાગે છે.

સોના, રૂપાના વાસણમાં જમવાથી વસ્તુ સ્વાદિષ્ટ લાગે છે. અને ગુણ થાય છે.

કાચના વાસણમાં સ્વાદિષ્ટ રહે છે અને માટીના વાસણમાં રસોઇ કરવાથી તેઓજ ગુણ આપે છે.

પથ્થરના વાસણનો ગુણ પણ સોનારૂપાના વાસણ જેવોજ છે. માટે અવગુણ થાય એવા વાસણ વાપરવાં નહીં.

હે બહેનો! આપણા લોકોમાં ત્રાંબા, પીતલના વાસણોનો વપરાસ ઘણો રહ્યો છે; તો તેના ઉપર હમેશ કલઇ ચઢાવી વાપરવાં. કલઈ ઉતરે તો તુરત ચઢાવવી. તેમ કીધા શિવાય વાપરવામાં લેવાં નહીં.

હે બહેનો! હવે રસોઇખાનામાં જોઇતી ઉપયોગી ચીજોનું બ્યાન કરૂંછું.

હમેશને માટે તો તપેલાં, ત્રાસકો, થાળીઓ, વાડકા, કડછી, તવેતો, સાણસી, તવો અથવા તાવડી, ખાંડણી, વેલણ, ભુંગળી, લોટા, જલપાત્ર ઇત્યાદિ તૈયાર કરી રાખવાં.

એક વાસણમાં રસોઇમાં જેટલુ પાણી જોઇએ તેટલું ગળી સ્વચ્છ રીતે રસોડા પાસે મૂકવું.

હે બહેનો! માટીના ચુલા સ્વચ્છ રાખવા. કેટલીક ફુવડ સ્ત્રીઓના જેવી બીલકુલ કઢંગી ગંદકી રાખવી નહીં. રાંધતી વખતે કશો બીગાડ થાય નહીં માટે રસોડામાં ચારે બાજુ તપાસ રાખવી. વખતે ઘરમાં ફરતી ગરોળીઓ ગલ નાખે તો તમામ રસોઇ નકામી થવા સાથ કદાચ ભૂલમાં તે ખાવામાં આવે તો હેરાન થવાય.

હે બહેનો! રસોઇખાનામાં ઝાઝી ગડબડ રાખવી નહીં. રસોઇ કરનારે બેસવા માટે એક પાટલો રાખવો અને મીઠુ, મરચાં, મરી, મશાલા, હળદર વિગેરેને માટે એક લાકડાનું અગર મજબુત પથ્થરનું ઢાંકણાવાળુ કઠોડુ કરી રાખવું અને તે તે વખત પાસે રાખવું. મસોતાં નવાં અ-

થવા જૂનાં ધોયલાં રાખવાં, રાંધવાનું અનાજ ઝાડકી સ્વચ્છ રાખવું. શાકભાજી વઘારતાં કાળજી રાખવી અને દાઝી ન મરાય માટે ઘણી સંભાળ રાખવી. રસોઈનું અબોટીયું સ્વચ્છ રાખવું અને રસોઇ કરવા પેઠા પછી ઘડી ઘડી કારણ વિના બહાર નીસરવું નહીં. તથા કોઈ વસ્તુને અડકવું નહીં. મરચાં વિગેરે કંઇ ખાંડવાની જરૂર પડે તો ખાંયણી પરાર પણ હાજર રાખવાં.

હે બહેનો! ચુલા ઉપર કે તૈયાર થએ ઉતારેલાં જે પાકપાત્ર હોય તે કદી ઉઘાડાં રાખવાં નહીં.

હે બહેનો! રસોઇનાં જોઇતાં સાધનો તૈયાર કરી જીવજંતુ વગરનાં ઇંધણ (લાકડાં) તથા ઉપર જણાવેલી વસ્તુઓ પાસે રાખી, ચુલાને પણ જીવજંતુ ન હોય તેવી રીતે જોઇને સળગાવવો.

હે બહેનો! રસોઇ કરતા ઉદ્વેગ, ચિન્તા; ભય અને આતુરપણું રાખવું નહીં. સ્થિર ચિત્તથી બેસવું. તાપ બહુ મંદ નહી તેમ વધારે પણ નહિ રાખવો, અને ધીમા ધીમા તાપે રસોઇ કરવી. જે વસ્તુ ચુલા ઉપર હોય તેમાં વારંવાર સંભાળ રાખવી. ઉભરાય કે દાઝી જાય તેની તથા ઓસાવાના વખતની સંભાળ રાખવી. પોતાનું શરીર પણ સાચવવું. સાહસ કરવું નહીં. ઉતાવળ કરવી નહી. ગાભરા બની જવું નહીં, તપેલુ કે ઢાંકણું ઉતારવું હોય ત્યારે ઉપર કહેલાં મસોતાં કે સાણસીથી ઉતારવું.

હે બહેનો! હમેશના અનુભવથી રસોઈકાર્યમાં એવાં પ્રવીણ થવું કે તેમાં કાંઇપણ ન્યૂનતા રહે નહીં.

હે બહેનો! સ્વામીને વશ કરવાનું પ્રથમ પ્રકરણ સારી રસોઇ બનાવી શકવું તેજ છે, માટે હે આર્ય ભગિનીઓ તે શિખવા માટે તમારે ન્હાનપણથીજ કાળજી રાખવી જોઇએ.

હે બહેનો! જે સ્ત્રીને સારી રસોઈ કરતાં નથી આવડતું, તે સ્ત્રીનું જીવતર વરાળ વિનાના સરસ એન્જીન જેવુંછે.

હે બેહેનો! અહારના પદાર્થ ચાર પ્રકારના છે.

(૧) ખાવાના (૨) ચૂસવાના (૩) પીવાના (૪) ચાટવાના. અને તે ચારેની ક્રિયા કરવાના અનેક પ્રકાર છે. માટે તે પોત પોતાની હસ્ત ક્રિયાના ફેરથી કાંઇ ચૂક જાણવામાં આવતાં સુધારી લેવી.

હે બેહેનો! રસોઈ અંદર મીઠું, મરચું, વિગેરે જેમાં જોઇએ તે એવી ખુબીથી નાખવું કે સમધારણ આવી રહે.

હે બેહેનો? રસોઇનો સ્વાદ આવવા થોડો ગરમ મશાલો તથા ધાણાજીરૂનો સંભાર બનાવી રાખવો. અને તે દરરોજ જરાજરા દાળ, શાક વિગેરેમાં નાખવાથી થએલી રસોઈમાં જરા સુવાસ આવશે.

હે બહેનો! નાનપણથીજ અનુભવી મા બાપોએ પુત્રીઓને આ શિક્ષણ આપવુ જોઇએ. સુજ્ઞ સ્ત્રીઓને એ વિશે વધારે કહેવાની જરૂર નથી.

હે બહેનો ! રસોઇ તૈયાર થાય અને પોતાના પતિ નિત્ય કર્મથી પરવાર્યા પછી ભોજન કરવા આવે, ત્યારે તેને બેસવાને માટે આસન ( પાટલો ) મૂકી તથા જમણી બાજુએ પવાલા સહિત જલપાત્ર મૂકી સ્વચ્છ પાત્રમાં રાંધેલું અન્ન પીરસવું.

હે બહેનો ! જમણની વસ્તુઓ પીરસવામાં પણ ચતુરાઇ સમાએલી છે. ઘી, દાળ, કઢી, દૂધપાક, શ્રીખંડ, આમ્રરસ તથા જે જે નરમ પદાર્થ હોય તેના પાત્ર પણ જમણી બાજુએજ મૂકવાં તથા ભોજન પાત્રમાં શાક, ચટણી, અથાણું, તથા કઠોળ વિગેરે પણ જમણી બાજુએ મૂકવાં. અને પુરી, રોટલી, ખાજાં, માલપુવા, પૂરણપોળી વિગેરે ખાદ્ય પદાર્થો તથા લાડુ, કંસાર, શીરો વિગેરે મિષ્ટાન્ન પદાર્થો ભોજન પાત્રમા ડાબી તરફ મૂકવાં. અને કેસરી ભાત તથા મોળો ભાત વિગેરે અન્ન મધ્યમાં મૂકવું.

હે બહેનો ! લવણ ( મીઠુ ) શાક, ઘી, તેલ વિગેરે હાથોહાથ લેવા દેવાં નહીં પણ પીતલના ચમચા વડે લેવા દેવાં. અને ભાત, દાળ, શાક ખીચડી વિગેરે કડછીથી પીરસવાં.

હે બહેનો ! પતિ જમવા બેસે ત્યારે તેમને કાંઈ જોઇતું કરતું હોય માટે પાસેજ રહેવુ. અને તેઓ જમી રહે ત્યારે તાંબૂલ ( પાન ) આપવું. હમેશ પોતાના પતિ જમી રહે ત્યારે તેમણે જમતાં છાંડેલું, મીઠું અન્ન, ફળ

આદિને મહા પ્રસાદ છે એમ ગણી હર્ષથી નિરંતર તેનું ભોજન કરવું.

હે બહેનો ! વળી સ્ત્રીએ સર્વદા પોતાના સ્વામીના ચરણકમલનું પૂજન કરીને જમવું એજ સ્ત્રીઓનો ઉત્તમ નિયમ શાસ્ત્રકારોએ વર્ણવ્યો છે.

હે બહેનો ! પતિવ્રતા સ્ત્રીએ કોઈ દિવસ પતિના પહેલાં અથવા તો છાંની રીતે જમી લેવું નહીં. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

या भर्तारं परित्यज्य मिष्ठ मश्नाति केवलम् ।
उलूकी जायते क्रूरा वृक्ष कोटर शायिनी ॥

જે સ્ત્રી સ્વામીને મૂકીને પોતે એકલી મીઠા પદાર્થ ખાય છે, તે સ્ત્રી ઝાડના પોલાણમાં સુનારી ક્રૂર ઘુવડણ થાય છે.

વળી કહ્યું છે કે:—

पुनः सायं पुनः प्रात गृह शुद्धिं विधायच ।
कृतान्न साधना साध्वी सभृत्यं भोजयेत्पतिम् ॥

પતિવ્રતા સ્ત્રીએ વારંવાર સાંજે તથા સવારે ઘરને વાળી ઝાડી તથા લીંપીને શુદ્ધ રાખવું. રસોઇ તૈયાર કરી પતિ ભક્તિમાં તત્પર રહી, સાસુ, સસરાદિક પોષણ * કરવા યોગ્ય મનુષ્યોની સાથે પોતાના

*પોષ્યવર્ગઃ-पिता माता गुरूर्भार्या प्रजाश्चीना समाश्रिताः ।
ज्ञातिर्बंधु जनः क्षीण स्तथाऽनाथः समाश्रितः ॥
अन्ये प्यधन युक्ताश्च पोष्य वर्ग उदाहृतः ॥

પિતા, માતા, ગુરૂ, સ્ત્રી તથા પોતાની પ્રજા અને પોતાને

સ્વામીને ભોજન કરાવવું અને ત્યાર પછી તેની આજ્ઞા લેઇને પોતે ભોજન કરવું.

હે બહેનો ! સન્નારીઓનું કર્તવ્ય છે કે તેમણે અતિથિ સત્કાર કરવો. અતિથિ સત્કારથી સ્ત્રીઓનો (૧) પંચ સૂના દોષ નિવૃત થાય છે. આપણામાં કેટલાંક ઘરોમાં પંચ ભાગ આપવાનો પૃથા છે, એ પંચ સૂનાનો દોષ નિવારણ થવાને અર્થેજ છે.

હે બહેનો ! વળી જમવા અગાઉ ગૌગ્રાસ, શ્વાન ગ્રાસ તથા વાયસ બલિ (૨) કહાડવા અને તે જમ્યા પહેલા વા પછી સૌને આપી દેવા,

હે બહેનો ! ઘરમાં જમતી વખતે કદી પંક્તિ ભેદ કરવો નહીં. મિષ્ટાંન્ન વિગેરે થોડું હોય તો થોડું થોડું પણ સર્વેને મુકવું. એકલાં પિંડ પોસવો નહીં.

હે બહેનો ! દરરોજ એક જાતનું ભોજન નહિ કરતાં વખતો વખત ખોરાકમાં ફેરફાર કરવો. જમતી વખત રસોઇ સ્વચ્છ અને તાજી રાખવી. એકદમ પરાણે ખાધાથી સરીરની તંદુરસ્તી બગડે છે. માટે થોડુ થોડુ વધારે વખત

---

આશ્રયે રહેલાં ગરીબ, તથા જ્ઞાતિ, સ્નેહી માણસ, ક્ષીણ થએલો, અનાથ, પોતાનો આશ્રિત તથા નિર્ધન, એટલાં પોષ્ય વર્ગમાં ગણાય છે.

(૧) પંચસૂના—ઘંટી, ખાણીઓ, ચૂલો કે શઘડી, પાણીઆરૂં, તથા સાવરણી, એ પાંચેથી જે પ્રતિદિન પાપ થાય છે તેને પંચ સૂના કહે છે.

(૧) ગાય, કૂતરા તથા કાગડા માટે અન્નમાંથી વિભાગ કહાડવો તે

ખાવું પણ એકી વખતે પરાણે ખાવું નહિ. અને મીતાહારી થવું. તથા જમતાં જમતાં ગમત થાય તેવી સ્મિત હાસ્ય યુક્ત વાતો કરવી. કારણ તેથી અન્નનું પાચન જલદી થાય છે,

હે બહેનો ! પોતે જમી રહ્યાં પછી થોડો વખત પતિ સાથે વિનોદાર્થે વાતો કરી, પછી રસોડામાં પડેલાં વાસણો માજવાં. જમી ઉઠીને તુરતાતુરત વાસણ અજવાળવા મંડવું નહીં. એઠવાડ, અબોટ કરવો અને ચૂલો ધોલવા તરફ પૂર્ણ કાળજી રાખવી.ચૂલા આગલ સફાઇ રાખવી. રાખોડી તથા કોયલાનો ગંદવાડ ભરી રાખવાથી તેમાં કાનખજુરા, વીંછી વિગેરેનો ઉપદ્રવ થાય છે.

હે બહેનો ! અબોટ, એઠવાડ થઈ રહ્યા પછી પાછો ઘરમાં પુંજો વિગેરે કહાડી, વાસણો યથાયોગ્ય સ્થાને ગોઠવવાં. ત્યાર બાદ બેઠકની જગ્યા પણ સાફ કરવી, એ પ્રમાણે ગૃહકાર્યથી પરવારી પ્રીતિપૂર્વક ઉત્સાહથી કલાક બે કલાક અનુકૂળતા પ્રમાણે શાસ્ત્રાવલોકન કરવું. જેનાથી સદ્દબોધ મળે અને કોઈ પ્રકારનો વિકાર ઉત્પન્ન ન થાય તેવાં નીતિતથા જ્ઞાનનાં પુસ્તકો વાંચવાં.

હે બહેનો ! સ્ત્રીઓએ શ્રૃંગારી કે અલંકારિક ગ્રંથો વાંચવા નહિ. પરંતુ મણિરત્ન માલા, અનસૂયાભ્યુદય, સાવિત્રી ચરિત્ર, સીતાજીને કૌશલ્યાનોબોધ, દેવહુતિનું આખ્યાન, નલદમયંતીની કથા વિગેરે સ્ત્રીઓને વાંચવા યો-

ગ્ય ઘણાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે તે વાંચવાં.

હે બહેનો ! ઉપરનું કાર્ય થઇ રહ્યા બાદ ઘરનો ખરચ લખવો. પતિએ જે પૈશા ખરચવા આપ્યા હોય તેનો યોગ્ય હિસાબ રાખવો ઘરની અંદરનાં વાસણો, સરસામાન, લૂગડાંલત્તાં વિગેરે ગોઠવવાં. ઘરમાં કાંઈ ચીજ જોઈતી હોય તેનો તરસાલો કહાડી તે મંગાવા તજવીજ કરવી. અને તે આવેથી યોગ્ય સ્થળે મૂકવી.

હે બહેનો ! સાયંકાલ થએ તુરત દિવો કરવો; અને તે દક્ષિણ દિશા શિવાય બીજી દિશાઓ તરફ મૂકવો. અને તે પ્રજવાળી ઇશ્વર સ્તવન કરવું. હે ભગિનીઓ ! સંધ્યા સમયે કાંઈ પણ કામ કરવું નહીં.

હે બહેનો ! રાત્રીએ જમવાને સારૂ રસોઇ બનાવવી હોય તો બનાવવી. અને તે રાત્રીના પ્રથમ પ્રહરમાંજ ભોજન થઈ જાય તેમ કરવું. રાત્રીના ભોજનમાં હલકો ખોરાક વહેલો પચી જાય તેવો બનાવવો. કઠોળ, ઘણું તેલ તથા મરચાં એ વધારેની વસ્તુ રાત્રીએ ખાવી નહીં. હે બહેનો ! રાત્રીનો એઠવાડ વાસી રાખી ન મૂકતાં રાત્રેજ સાફ કરવો.

હે બહેનો ! ઉપરનુ કાર્ય થઇ રહ્યા બાદ સારી રીતે સ્વચ્છ શય્યા બીછાવીને પતિને સુવરાવવા અને તેની સેવા કરવી.

હે બહેનો ! સુવાનું ઓશીકું ઉત્તર દિશા તરફનું

કરવું નહી.* સય્યા પાસે પાણીનું જલપાત્ર, લાકડી, દીપક, દીવાસળીની પેટી એટલાં સાનિધ્યમાં મૂકવાં.

હે બહેનો ! પતિ જ્યારે નિન્દ્રાવશ થાય ત્યારે તેમાં મન રાખીને પોતે પણ નિષ્કામ તથા જિતેન્દ્રિય થઇ સાવધાનપણે સઘળાં વસ્ત્રો સાથે સુઇ જવું. સુતી વેળાએ વસ્ત્રો પહેરી રાખવાં.

હે બહેનો ! સુતી વખતે બારી બારણાં બંધ કરવાં, પણ દીવાની થતી ધુણી જાય તેવો માર્ગ રાખી બંધ કરવાં, નહિ તો હે ભગિનીઓ ! આજકાલ પ્રસરી રહેલ વિદેશી

* ઉત્તર દિશા તરફ માથુ રાખી સુવાને આપણા શાસ્ત્રમાં પાપ ગણ્યુ છે. તેને આજ કાલની સુધારાનુ ડોલ ઘાલનાર અર્ધ દગ્ય સ્ત્રીઓ હસી કહાડે છે. પરંતુ શાસ્ત્રકારોએ જે લખેલું છે તેમાં કાંઇ કાંઈ પણ ઉંડો ભેદ સમાયલોજ છે. આ બબત વિદેશી વૈદિક મતવાળાઓએ પણ તેનો ખંતથી શોધ કરી સિદ્ધ કર્યુ છે કે:— ભેજામાં વિજળી અને ચુંબક શક્તિ વધારે છે. અને ઉત્તર દિશામાં કેન્દ્ર નક્ષત્ર રહેલ છે તો તે નક્ષત્રમાં ચુંબક આકર્ષણી શકિત હોવાથી તે સઘલાં પદાર્થોને પોતાની તરફ હમેશ ખેંચે છે અને ભેજુ તેથી દુર્બળ બની જાય છે. તેથી ઉત્તર તરફ માથુ મૂકી સુવાથી નુકશાન બતાવ્યું છે. તો આપણા શાસ્ત્ર વેતાઓએ પણ એ કારણને લીધેજ તે સંબંધિ પાપ થવું કહ્યું છે. જેઓ ઉપરનું કારણ સમજશે તેઓ વ્હેમ ગણી હસી કહાડવા હામ ભીડશે નહીં (*)

(*) see Psychology or the Science of Soul, by Joseph Haddok. M. D.

કેરોશીનના દીવાની ધુણી એટલીબધી ઝેરી છે કે જો રાત્રીનાં શાન્ત વખતે તેને બહાર નીકળવા માર્ગ હોતો નથી તો તેનું પરિણામ બહુ ભયંકર નિપજે છે. તે ધુણીથી ઘણીવાર લોકો ગુંગળાઇ મરણ શરણ થાય છે. માટે તેવી બાબતમાં ખસુસ તમારે ધ્યાન રાખવાની ઘણી અગત્ય છે.

હે બહેનો! આખી રાત્રી દીવો રાખવો એ ઉત્તમ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

रवेरस्तं समारभ्य यावत्सूर्योदयो भवेत् ।
यस्यतिष्टेद् गृहेदीपो नास्ति तस्य दरिद्रता ॥

સૂર્યના અસ્તથી માંડીને ઉદય પર્યંત જેના ઘરમાં અખંડ દીવો રહે છે તેને દારિદ્રય પ્રાપ્ત થતું નથી.

હે બહેનો! વખતે પતિની અવસ્થા મધ્યમ સ્થિતિમાં હોય અને વિશેષ ઘરેણાં તથા ઘણાં મૂલ્યવાન વસ્ત્ર પહેરવાને મળે નહી, તો પણ ધણીને ખોટું ન લાગે તેને માટે હમેશાં સંતોષ રાખવો. વિશેષ લોભ કરવો નહિ. ઘરના કામમાં કુશળ રહેવું. ધર્મની બાબતમાં ધ્યાન આપ્યા કરવું, દરરોજ પ્રિય તથા સાચું બોલવું, વિશેષ દ્રવ્ય હોય અથવા તો પોતે ધણીની માનીતી હોય અથવા સ્વરૂપ ઘણું સુંદર હોય, તો પણ તેને માટે ગર્વ કરવો નહીં. પવિત્ર રહેવું, તથા સ્નેહથી પવિત્ર એવા પતિની સેવા કરવી એજ ઉત્તમ સ્ત્રીઓનું કર્તવ્ય છે.

હે બહેનો! ગૃહ ઉપરથીજ ગૃહીણીની પરીક્ષા થાય છે અને જે સ્ત્રી ઘરમાં દરેક વસ્તુ સુઘડ અને સ્વચ્છ રાખતી નથી તે ફુવડમાં ગણાય છે. જેના ઘરનું પાણી સરખું પણ પીતાં સુગ આવે છે. અને યોગ્ય ઠેકાણે શોભે એવી વસ્તુની ગોઠવણ વાલી સુઘડ સ્ત્રીના ઘરમાં જઇ બેસવાથી આનંદ થાય છે. ફુવડ ભાર્યાના ઘરમાં સાજો માણસ પણ માંદો પડયા વિના રહેતો નથી.

હે બહેનો! કરકસર કરવી એ સ્ત્રી જાતિનો મુખ્ય ધર્મ છે. જેમ રાજ્યપ્રધાન રાજ્યની આબાદી વધારવા કરકસર કરે છે તેવી રીતેસ્ત્રીએ પોતાના ગૃહરાજ્યની આબાદી વધારવા તે ગુણ ગ્રહણ કરવા જોઇએ.

હે બહેન! પતિ હજારો રૂપીઆ પ્રાપ્ત કરતો હોય તે વખતે તે દ્રવ્યનો દુરૂપયોગ કરવા ન દીધો હોય તો— હુમેશ કોઈના દિવસ સુખમાં જતા નથી એ કહેવતને અનુસરી—વખતે વિપદ્દરાશી આવી પડે તો જે સાચવી રાખ્યું હોય તે સોના મોહોર જેવું લાગે છે.

હે બહેનો! ઘર ચલાવવામાં, કોઇ પણ વસ્તુ મંગાવવામાં નકામો ખર્ચ થતો બચાવવા વિગેરે બાબતમાં સ્ત્રીએ ખસુસ કસર કરવી જોઇએ.

હે બહેનો! કમાવાનું કામ ધણીનું છે. તથા ગૃહરૂપી રાજ્યતંત્ર ચલાવવાનું કામ સ્ત્રીનું છે. પુરૂષને તો ઘરની ખબરે હોતી નથી એ વખતે સ્ત્રી પોતે કરકસર નથી

કરતી તો પુરૂષ જલદીથી આપત્તિમાં આવી પડે છે. માટે સ્ત્રીએ નામું રાખી પતિની આજીવિકા જોઇ તેમાંથી બચે એટલું જરૂર બચાવી બાકીના પૈસામાં ગુજરાન ચલાવવું. પેદાશ વધુ હોય તેથી ઉડાઉ ખર્ચ ન રાખવો. હે બહેનો! ગૃહીણી નામ ધારણ કરનાર સ્ત્રીએ ઘરમાં દરેક વસ્તુનો સંગ્રહ કરી રાખવો જોઇએ. અને તોજ તે નામ રાખ્યાનું સાર્થક ગણાય.

હે બહેનો! યુવાન છોકરી અથવા સ્ત્રીવાળા ઘરમાં યુવાન ચાકર અથવા રસોઇઓ રાખવો નહિ, પણ ઘણું કરીને ગૃહ કાર્ય માટે તો સ્ત્રીઓને નોકર રાખવી ઉચિત છે. અને તેવી ન મળે તો છેવટ જે નોકર રાખવો પડે તે કેળવાયલો અને ઉમરે પુગેલો, તેમ ઘરનાં માણસો સાથે સભ્યતા રાખે, નીમકહલાલ, વિશ્વાસુ, હાડકાંનો હરામ ન હોય, પ્રમાણિક, હાથનો ચોખો, આજ્ઞાંકિત, ઠંડા મીજાજનો એવો નોકર રાખવો.

હે બહેનો! પતિવ્રતા સ્ત્રીઓએ ચાકરને હોંકારા ટુંકારા ન કરતાં તેની સાથે સભ્યતાથી વર્તવું. તેના ઉપર હદપાર કામ નાંખવું નહીં. તેમ ચાકરો ઉપર વિશ્વાસ લાવી તેમને હદ બહાર બહેંકાવવા નહીં. તેની સાથે છાનીછપની વાતો કરવી નહીં, તથા ખાનગી વાતો તેને કહેવા ટેવ રાખવી એ કુલટા સ્ત્રીનું લક્ષણ છે. હે બહેનો! કાચી કેળવ-

ણીવાળા નોકરો દુષ્મનોની શિખવણીથી કોઇ વખત આપ-ણને આપત્તિમાં નાખી દે છે. માટે તેઓથી સાવચેત રહેવું તથા તેની સાથે ઝાઝો પ્રસંગ ન રાખતાં તેને વિશ્વાસુ માની બેસી રહેવું નહીં.

---

દિવસ ૬ ઠ્ઠો.

---

## રજોદર્શન.

---

હે બહેનો ! હવે તમોને રજસ્વળા–રજોદર્શન, આવે બેસવું, એ વિષય જે સ્ત્રી જાતિને બહુ અગત્યનો છે તે સમજાવું છું.

હે બહેનો ! રજોદર્શન એ બીજું કાંઇ નહીં પણ સ્ત્રીઓને ગર્ભ ધારણ કરવા યોગ્ય શક્તિ છે. જ્યારે સ્ત્રીઓ ભરજુવાનીમાં આવે છે, જ્યારે તેમના શરીર અને સઘળા અવયવ પરિપકવ થાય છે, ત્યારેજ તેમનામાં સંતતિ ઉત્પન્ન કરવાની સ્વાભાવિક શક્તિ અને સમય આવે છે.

હે બહેનો ! વૈદક મતવાદીઓએ શોધન કરી સાબી-તીથી સિદ્ધ કર્યુંછે કે:—સ્ત્રીના પેટમાં ડિમ્બકોષ અથવા ઇંડાં છે. ગર્ભકોષમાંના તે ડિમ્બકોષના આચ્છાદન અથવા ચામ-ડાની કોથળીના લોહીમાં દર મહિને ઇંડાં જેવાં નાનાં નાનાં પદાર્થો જન્મે છે. પરંપરા લગભગ મહિનો દહાડો પુરો

થાય એટલે તે ડિમ્બકોષ ફાટી જાય છે, ત્યારે લોહી નીકળે છે. અને પરંપરા તે ઈંડાંઓ ગર્ભ કોષની બાજુની નીચે નાભીમાં આવે છે. અને લોહી વિગેરેની સાથે ગભાશયમાં થઈ બહાર નીકળી જાય છે. એવી રીતે કોઇ સ્ત્રીના ગર્ભાશયમાંથી બે ત્રણ દિવસ, કોઇનામાંથી પાંચ સાત દિવસ એમ લોહી નીકળતું જાય છે. આ લોહીનેજ આપણે રજોદર્શન કહીએ છીએ. જે ઇંડાંઓ ગર્ભકોષની બાજુએ નાભી દેશમાં જઇને રહે છે; તે સાથે પછી જ્યારે પુરૂષ સમાગમથી વિર્ય જઇ મળે છે, ત્યારે તરત તેમાં બીજા નવા મનુષ્યનો જન્મ થાય છે.

હે બહેનો! સ્ત્રીઓનો રજોદર્શનનો વિષય અતિશય અઘરો અને મહાન વ્યાપારરૂપ છે. માટે તે વખતે અસાવધાન થઇ કોઇ નિયમ ભંગ કરવાથી અથવા કોઇ નિયમ ન પાળવાથી સ્ત્રીઓને અસંખ્ય રોગના ભોગ થઇ હેરાન થવું પડે છે. એટલુંજ નહીં પણ ભવિષ્યમાં થતી સંતત્તિ હમેશને માટે દુર્બળ, રોગીષ્ટ અને દુઃખી થઇ પેદા થાય છે.

હે બહેનો! સ્ત્રી જ્યારે પહેલવ્હેલી રજસ્વળા થાય છે, ત્યારે શરીરમાં સામાન્ય જ્વર અને નબળાઇ માલમ પડે છે. ડુંટીની નીચે પેડુ અને કેડ વિગેરે દુઃખે છે. ગર્ભાશયમાં એક પ્રકારનો દુઃખાવો, સોજો, અને ભાર લાગે છે. બન્ને સ્તન સુજેલાં, અને ભારે થઇ દુઃખે છે. આ સમયે કેટલીક સ્ત્રીઓને જ્વર, માથાનો દુઃખાવો વિગેરે થાય છે, અને સુ-

ર્છા આવનાર રોગ (હિસ્ટેરિયા) શરીરમાં જો હોય તો આ વખતે તે ધીમે ધીમે સ્પુરતો જાય છે. ત્યાર પછી એક જાતનો ભૂરો રસ ગર્ભાશયમાંથી નીકળે છે આ રસ ધીમે ધીમે લોહી સાથે મળી જાય છે ત્યાર પછી ફક્ત શુદ્ધ લોહીજ નીકળે છે. રજોદર્શન બંધ થતાં પહેલાં પ્રથમ લોહી નીકળવાની વખતની માફક રક્ત મિશ્રિત સફેદ અને છેવટે કેવળ સફેદ રસ નીકળી બંધ થાય છે. આ સઘળી અવસ્થા સાત આઠ દિવસ સુધી રહે છે. ત્યાર પછી ઉપર બતાવેલી પીડા અને તેની ઇજા તથા થાક, નબલાઇ વિગેરે સઘળું રજોદર્શન બંધ થવાની સાથે એકદમ બંધ થઇ જાય છે.

હે બહેનો ! પહેલ વહેલું રજોદર્શન કોઇ તરેહનું પૂર્વ લક્ષણ જણાયા વગર એકદમ અકસ્માત રાત્રે ઉપજી આવે છે. વળી પહેલાં કોઇ કોઇ સ્થળે કોઇ કાઇ સ્ત્રીને દર મહિને તેવુંજ થાય છે અને કેવળ સ્વચ્છ (સફેદ) રસ નીકળીનેજ બંધ થાય છે; અને લોહીનું ચિન્હ પણ રહેતુ નથી.

હે બહેનો ! સ્ત્રીઓને રજોદર્શન કેટલી ઉમરે થવું જોઇએ તેનો કાંઇ નિશ્ચય નથી. ;પરંતુ તે દેશ, હવા અને સંગતી ઉપર આધાર રાખે છે. ઠંડા દેશની બાલાઓને ત્યાની ઠંડી હવાને લીધે તથા મનની લાગણી ઉશ્કેરાય એવી બાબતથી, અલગ રહેવાને સબબે, મોટી ઉમરે અટકાવ આવે છે. અને આપણા આ ગરમદેશમાં એથી ઉલટું ગરમ હવાને લીધે તથા ઠામ ઠામ, પરણુવાનીજ વાતો ક-

રનારી સ્ત્રીઓના સહવાસથી બાળાઓને નાનીજ વયમાં અટકાવ આવે છે. મહેનત કરનાર અથવા ઉદ્યોગી સ્ત્રીઓનાં કરતાં, આળસુ અને નાટક, સૃંગારી વાતો વાંચવાથી, પ્યારનાં ગીતો ગાવાથી, તથા તેવીજ વાતો કરવાથી તેમ પુષ્ટી કારક મશાલેદાર સારો ઉંચો ખોરાક ખાવાથીજ અટકાવ વહેલો આવે છે.

હે બહેનો ! રજોદર્શન પ્રાપ્ત થવાનો સમય સાધારણ રીતે ૧૧ થી ૨૦ વર્ષની વયની અંદર છે. પરંતુ આપણા આ દેશમાં તો ૧૧ થી ૧૫ વર્ષ સુધીમાં બાલાઓ રજસ્વળા થાય છે. અને ઘડપણ આવતા પહેલાં, એટલે એકંદર રીતે ૪૫ વર્ષ ની વચે તે બંધ થાય છે.

હે બહેનો ! રજોદર્શનનું લોહી સાધારણ રીતે ૩–૪ દિવસ સુધી આવે છે. પરંતુ સ્ત્રીઓની અવસ્થાના કેટલાક ભેદોને લીધે ઘણી વખત ૯–૧૦ દિવસ સુધી પણ આવતું દેખાય છે.

એક રજોદર્શન થવાના દિવસથી બીજા રજોદર્શન સુધીના વચલા દિવસો એકદંર રીતે ચાર અઠવાડીયાં એટલે એક ચંદ્ર માસ અથવા અઠ્ઠાવીસ દિવસ ગણાય છે. પરંતુ એમાં પણ બહું ફેરફાર જણાય છે. વધારેમાં વધારે દોઢ મહિનો અને ઓછામાં ઓછાં ત્રણ અઠવાડીયાં તે બંધ રહેતું માલમ પડે છે.

કેટલીક રોગીષ્ટ સ્ત્રીઓને તો સ્વાભાવિક રીતે ધાતુ

અને પ્રહર રસ પડતાં દેખાય છે; તેમ તેવો રસ કોઇ કોઇ વખત નાક, કાન, મુખે, ઇત્યાદીમાંથી પણ વહે છે. આ બધું શરીરના બાંધાના પ્રમાણમાં થાય છે.

હે બહેનો! જ્યારે સ્ત્રીઓને પ્રથમ રજોદર્શન દેખા દેછે, ત્યારે કેટલીક અજ્ઞાત સ્ત્રીઓ ભયથી બહાવરી બને છે. પણ તેમાં કોઇ પણ તરેહના ભયનું કારણ નથી પરંતુ શરીર તે વખતે સ્વસ્થ અને સબળ રહે, તેવા ઉપાયો દરેક સ્ત્રીઓએ યોજવા જોઇએ.

હે બહેનો ! અટકાવ આવવા આગમચ કમરમાં દુઃખાવો થાય છે. પેઢામાં કોઈ ચીરી નાખે એવું કળતર થાય છે. સુસ્તી આવે છે અને જરા જરા કામ કરતાં થાક લાગે છે. વળી સુઇ રહેવાનું મન થાય છે સ્તનમાં દુઃખારો વિગેરે ચિન્હો થાય છે; પરંતુ પ્રથમના અટકાવ કરતાં પછીના અટકાવોના પ્રસંગમાં ઝાઝી પીડા થતી નથી.

હે બહેનો! યોગ્ય ઉમર થએ અટકાવ આવતો નથી તેને કોઈ કોઇ વખત ક્ષય, હિષ્ટેરીયા વિગેરે રોગો લાગુ પાડે છે. અને તેવા રોગોનું મૂળ ભેજવાળી જગ્યામાં રહેવાથી, નવરાં બેસી રહેવાથી, સુખમાં દિવસ ગાળવાથી ઘણું ઉંઘવાથી તથા હમેશ ગુસ્સો રાખવાથી અને શરીરની નબલાઇ છે.

હે બહેનો ! અજ્ઞાત સ્ત્રીઓ કોઇ કોઇ વખત લગ્ન

પ્રસંગમાં લ્હાવો લેવા અટકાવને અટકાવવા દવા વિગેરે કરે છે પરંતુ તેમ કરવાથી ઘણો માઠો બનાવ બને છે. ગર્ભ સ્થાનમાં સોજો આવવા ઉપરાંત લોહીનો જોસ વધે છે માટે સમજુ સ્ત્રીએ કોઇ પણ દિવસ તેવી રીતે નહીં કરતાં કુદરતી રીતે, પુખ્ત ઉમરે તે બંધ થાય તે શિવાય થતા રુતુ આવને અટકાવવો નહીં.

હે બહેનો ! રજોદર્શનના વખતમાં સ્ત્રીઓએ કેમ વર્તવું તેને માટે શાસ્ત્રની આજ્ઞા એવી છે કે!—

प्रथमेऽहनि चांडाली द्वितीये ब्रह्म घातिनी ।
तृतीये रजकी प्रोक्ता चतुर्थेऽहनिशुध्यति. ॥

ब्रह्मनारदीय पुराण.

રજસ્વળા સ્ત્રીઓનું સ્વરૂપ પ્રથમ દિવસે ચાંડાલણના જેવું સમજવું, જેમ ચાંડાલણને અડકવામાં દોષ છે, તેમજ પ્રથમ દિવસે અડકાએલી સ્ત્રીને અડકવાથી દોષ લાગે છે. બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારી સ્ત્રીના જેવી જાણવી. ત્રીજે દિવસે ધોબણ જેવી જાણવી. અને ચોથે દિવસે શુદ્ધ થાય છે. માટે ઉપરના બતાવેલા ત્રણ દિવસમાં અડકાયલી સ્ત્રીએ અડકવું નહીં.

હે બહેનો !

વળી કહ્યું છે કે:—

**स्नानं शौचं तथा गानं रोदनंहसनंतथा ।**
**यानम भ्यंजनं नारीद्यूं चैवानुलेपनम् ॥**
**वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥**

बृहन्नारदीय पुराण.

રજસ્વલા સ્ત્રીએ નહાતું નહીં, બહુ પવિત્રપણે પણ રહેવું નહીં, ગાવું નહીં, રડવું નહીં, હસવું નહીં, પંથ ન કરવો શરીરે તેલનું મર્દન ન ચોપડવું, તથા દેવતાઓને નમસ્કાર નહીં કરવા.

વળી:—

**दिवा स्वप्नं विशेषेण तथात्रै दंत धावनम् ।**
**मैथुनं मानसं वापि वाचिकं देवतार्चनम् ॥**

રજસ્વલા સ્ત્રીએ દિવસમાં સુતું નહીં. ત્રણ દિવસ સુધી કાષ્ઠથી દાતણ કરવું નહીં; કારણ કે વનસ્પતિ દેવરૂપ છે; માટે તેનો સ્પર્શ કરવાથી પ્રાયશ્ચિત લાગે છે. કામનો મનમાં જરા વિચાર પણ કરવો નહિ, તેમ વાણીથી પણ વિષયી બાબતોની વાતો કરવી નહિ. તથા દેવતાઓનું પૂજન કરવું નહીં.

હે બહેનો:—

**त्रिरात्रं स्वमुखं नैव दर्शयेच्च रजस्वला ।**
**स्व वाक्यं श्राव येन्नैव यावत् स्नाता न शुध्यति ॥**

बृहन्नारदीय पुराण.

રજસ્વલા સ્ત્રીએ ત્રણ રાત્રી સુધી પોતાનું મુખ કોઇને પણ દેખાડવું નહીં. તેમ પોતે જ્યાં સુધી નાહી ન હોય ત્યાં સુધી કોઇને પોતાનો શબ્દ પણ સંભળાવવો નહીં

**स्नात्वान्यं पुरुषं नारी न पश्येच्च रजस्वला ।**
**ईक्षेत भास्करं देवं ब्रह्म कूर्चं ततः पिबेत् ॥**

बृहन्नारदीय पुराण.

રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસે નાહ્યા પછી પરપુરૂષનું મોહેડું જોયા પહેલાં સૂર્યનારાયણનાં દર્શન કરવાં અને બ્રહ્મકૂર્ચ ( પંચ ગવ્ય ) નું પાન કરીને પોતાના પતિનાં દર્શન કરવાં-મોહોડું જોવું

વળી હે બહેનો ! રજસ્વલા સ્ત્રીએ આંખમાં અંજન આંજવું નહીં. માથાના વાળ ઓળવા નહીં. બ્રહ્મચર્ય પાળવું. પતિને પણ આયુષ્ય વૃદ્ધિને માટે પોતાનું મુખ બતાવવું નહીં. પત્રાવળીમાં જમવું. મહેનત કરવી નહીં. ભારે ગર્જનાવાળો અવાજ સાંભળવો નહીં. ભૂમી ખોદવી નહીં. બહુ વાયુ વાતો હોય તેવી જગામાં રહેવું નહીં. ત્રણ દિવસ ડાભ કે તૃણની ચટાઇ ઉપર અથવા તો ઉનના કે શણના બીછાના ઉપર સુઈ રહેવું.

હે બહેનો ! બનતા સુધી ગૃહસ્થજનોએ રજસ્વલાગૃહ ખસુસ જૂદું કહાડવું અને એમ થાય તો રજસ્વલાથી શાસ્ત્રોક્ત રીતે ધર્મ પાળી શકાય. માટે જેને ઇશ્વરે પૈસા આપ્યા છે એવા જનોએ જરૂર આ મારી પ્રાર્થના ધ્યાનમાં લઇ રજસ્વલાગૃહ જૂદુ કહાડવા પ્રયત્ન કરવો.

હે બહેનો ! જે સ્ત્રી રજસ્વળા થએ ઉપર કહેલા ધર્મો નથી પાળતી તે પરિણામે જાતે દુઃખી થઇ, ભવિષ્ય-

ની થનાર પ્રજાને રોગી અને નિર્માલ્ય બનાવે છે એમાં જરાએ સંશય નહીં.

હે બહેનો! ઉપરની રીતે ચોથે દિવસે સ્ત્રી શુદ્ધ થાય છે. અને તે દિવસથી બાર દિવસ સુધી એકંદર સોલ રાત્રી સુધી સ્ત્રીનો ઋતુકાળ વિદ્વાનોએ કહેલો છે. તેમાં પ્રથમની ચાર એટલે અડકાવની રાત્રીઓ, તથા અગીરમી અને તેરમી રાત્રી એ છ રાત્રીઓ સારા લોકોએ સ્ત્રી ગમન માટે નિન્દેલી છે. બાકી દસ રાત્રીઓ સારી ગણાય છે માટે ગર્ભાધાનની અભિલાષા રાખનાર સ્ત્રીએ પવિત્ર મનથી એ દિવસોએ પતિ સમાગમમાં જોડાવું.

હે બહેનો! ઉપર બતાવેલા શાસ્ત્રોક્ત રીતે ધર્મ પાળી જે સ્ત્રી પોતાના પતિ સાથે સહગમન કરે છે તે સ્ત્રી ઉત્તમ પ્રજાને જન્મ આપનાર માતા ગણાય છે.

આર્ય મહિલાઓઃ—હે માતુશ્રી! ઉપર આપ સ્ત્રીને ચોથે દિવસે અડકાવથી શુદ્ધિ થવા પંચ ગવ્ય કહી ગયાં, એ પંચ ગવ્ય એટલે શું! એ જણાવવા કૃપા કરશો.

સાધ્વીબાઇઃ—હે બહેનો! પંચ ગવ્ય એટલે ગાયનું મૂત્ર, ગાયનું છાણ, ગાયનું દુધ, ગાયનું દહીં, અને ગાયનું ઘી. એ પાંચે વસ્તુઓને એકઠી કરવાથી તે પંચ ગવ્ય કહેવાય છે. અને એ પ્રાશન કરવાથી શાસ્ત્રકારો કથી ગયા છે કે દેહની શુદ્ધિ થાય છે.

આર્ય મહિલાઓ:—હે માતુશ્રી! કદાચ કોઇ સ્ત્રીથી તે પંચ ગવ્ય ન પી શકાય તો તેને બદલે બીજો કાંઇ ઉપાય હશે?!

સાધ્વીબાઇ:—હે બહેનો! જેને તે પસંદ પડતું ન આવે તેઓએ એકલું, ગાયનું દુધ પીવું. જે પવિત્ર અને ગર્ભને ધારણ કરતા છે.

---

દિવસ ૭ મો.

## પ્રોષિત ભર્તૃકા સ્ત્રીનું કર્તવ્ય.

હે બહેનો! આજ હું તમોને હવે પ્રોષિતભર્તૃકા સ્ત્રીનું એટલે જેના પતિ પરદેશ ગયો હોય, તેવી સ્ત્રીનું કર્તવ્ય સમજાવું છું. કહ્યું છે કેઃ—

अङ्गसंस्कारवर्जनं नित्यं पत्यौ देशांतरं गते ।
पत्युर्जीवन रक्षार्थं कर्म कुर्याद निंदितम् ॥

बृहन्नारदीय पुराण.

પતિ પરદેશ ગયો હોય ત્યારે સ્ત્રીએ નિત્ય શરીર ઉપર તેલ વિગેરે ચોળીને નહાવું નહીં. પરંતુ શુદ્ધિને માટે સાધારણ સ્નાનજ કરવું. તથા પતિના આયુષ્યના રક્ષા માટે નિત્ય સૌભાગ્ય વ્રતો કરવાં.

વળી:—

**मंडनं वर्जयेन्नित्यं तथा प्रोषित भर्त्तृका ।**
**धारयेन्मंगलार्थानि किंचिदा भरणानिच ॥**
**देवता राधनपरा तिष्ठद्भर्त्तृहिते रता ॥ १ ॥**

**बृहन्नारदीय पुराण.**

પ્રોષિત ભર્તૃકા સ્ત્રીએ હમેશાં ઘણાં ઘરેણાં પહેરવાં નહીં પરંતુ થોડાં માંગલિક આભૂષણો જ ધારણ કરવાં તથા દેવતાઓની આરાધના કરવામાં અને પતિનું હિત કરવામાં તત્પર રહેવું.

વળી કહ્યું છે કે:—

**विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियम मास्थिता ।**
**प्रोषितेत्वविधायैव जीवेच्छिल्पैर गर्हितैः ॥**

**मनु. अ. ९–७५.**

જો પતિ ભરણપોષણનો બંદોબસ્ત કરીને પરદેશ જાય, તો જ્યાં સુધી પોતાનો પતિ પરદેશમાં રહે ત્યાં સુધી સ્ત્રીએ પતિવ્રતાના નિયમો પાળીને રહેવું, પરંતુ ભરણપોષણને માટે કંઇ પણ બંદોબસ્ત કર્યા વિનાજ પરદેશ જાય તો પછી સ્ત્રીએ રેંટીઓ કાંતીને અથવા તો બીજો નિર્દોષ ધંધો કરીને પોતાનો નિર્વાહ કરવો.

**હે બહેનો! પતિ પરદેશ જાય ત્યારે સ્ત્રીએ સાસુ, સસરાની પાસે સુવું, પરંતુ તેનાથી દૂર બીજી જગાએ જઇ સુવું નહીં. તથા દરરોજ પ્રયત્નથી પતિના સમાચાર મંગાવ્યા કરવા.**

**હે બહેનો! સ્ત્રીએ પતિના કુશળ ખબર જાણવા**

માટે તેની પાસે દુતો મોકલવા, પ્રસિદ્ધ દેવોની પાતના કલ્યાણ માટે પ્રાર્થના પણ કરવી.

હે બહેનો! શરીરપર ચંદનાદિક સુગંધી પદાર્થો લગાડવા નહીં, પુલની માળા પહેરવી નહીં, આંખમાં આંજન આંજવું નહિ, નખ કપાવવા નહિ, માથાના વાળ હોળી શોભીતા કરવા નહિ, તથા દાંતને રંગવા નહિ, તથા તેને દેદિપ્યમાન બનાવવા નહિ.

હે બહેનો! પતિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીઓએ રમત ગમત, શરીરનો શણગાર, સભાઓમાં જવું, ઉત્સવ જોવા જવું, બહુ હસવું, તથા પારકે ઘેર જવું આટલી બાબતનો ખસુસ ત્યાગ કરવો.

હે બહેનો! દાંત કહાડીને ખડખડાટ હસવું નહીં, પરપુરૂષોની સાથે મશ્કરીઓ કરવી નહીં, પારકી ચેષ્ટાઓ જોવી નાહં, મરજી પ્રમાણે ભટકવું નહિ, પરપુરૂષના શરીરવડે પોતાનું શરીર દબાય એમ બેસવું નહીં. હે બહેનો પતિ પ્રદેશ ગયો હોય ત્યારે હરિકીર્તન અને સ્ત્રીઓનાં ઉત્તમ ચારીત્રોનું અધ્યયન કરવું તે શિવાયનાં શૃંગારી વાતો કે નાટકી પદો વાંચવાં કે ગાવાં નહીં.

હે બહેનો—એક વસ્ત્ર પહેરી ભટકયા કરવું નહિં. પરંતુ અંદર ચણીઓ પહેરવો. નિર્લજ રીતે એટલે માથાનો છેડો ઉતરી જાય અથવા તો ચોળી ખશી જાય તેમ બેસવું

ઉઠવું નહીં. તથા મરજી મુજબ ફર્યા કરવું નહિ, કારણ કે આ દોષો સ્ત્રી જાતને હમેશાં દુઃખ આપનારાજ કહેલાં છે.

હે બહેનો! પતિ પરદેશ ગયો હોય ત્યારે સ્ત્રીએ વિવાહાદિ ઉત્સવ જોવાને જવું નહિ વળી પતિને દુઃખે-દુઃખી અને આનંદે આનંદ માનવો. પતિ પરદેશ હોય ત્યારે મલીન રહેવું, દુબળી થાય, તેની પાછળ મરે એવી સ્ત્રી પતિવ્રતા જાણવી.

---

દિવસ ૮ મો.

---

## ગર્ભવતી સ્ત્રીનું કર્તવ્ય.

હે બહેનો! આજ હું તમને સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે છે તે વખતે કેમ ચાલવું તે વિશય ઉપર વિવેચન કરી બતાવું છું તે ધ્યાન પૂર્વક સાંભળશો.

હે બહેનો! સ્ત્રી રજસ્વલા થયા પછી ચોથે દિવસે સ્નાન કરી શુદ્ધિને પામે છે એટલે પ્રજોત્પતિની અભિલાશા રાખનાર સ્ત્રીએ તે દિવસે પોતાના પતિ સાથે સમાગમમાં જોડાવું. જુઓ તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

ऋतु स्नाता तु या नारी भर्तारं नोपसर्पति ।
सामृता नरकं याति वैधव्यं च पुनः पुनः ॥

જે સ્ત્રી ઋતુ પ્રાપ્ત થયા પછી સ્નાન કરીને પોતાના સ્વામીની પાસે જતી નથી, તે સ્ત્રી મુઆ પછી નર્કમાં જાય છે; અને તેને વારંવાર વિધવાપણું ભોગવવું પડે છે.

હે બહેનો સ્ત્રી ઉપર મુજબ સમીલન થતાં પિતા-ના શરીરમાંથી જે દિવસે વિર્ય નીકળી માતાના વિર્યની સાથે મળી ગર્ભમાં જઈ પડે છે, તે સંતાનના જન્મનો હે બહેનો! પહેલો દિવસ છે. અને તે દિવસથી બરોબર દસ માસ અને દસ દિવસ ગર્ભનો સમય ગણાય છે. ગર્ભાશયમાં ટકી રહેલું તે વિર્ય ગર્ભરૂપ થઇ દિવસે દિવસે વૃદ્ધિ પામતું જાય છે. અને પૂર્ણ દિવસે તે પ્રસવસ્થાન દ્વારા બહાર નીકળે છે.

હે બહેનો! પોતાના પતિની સાથના ગમનથી ગર્ભ ધારણ કર્યો છે એવી તે સ્ત્રીના શરીરમાં તેજ વખત શ્રમ, ગ્લાની, તૃષા, પીંડીમાં પીડા તથા પ્રસવસ્થાનનું ફરકવું વગેરે ચિન્હો થાય છે. તેમજ ગર્ભ રહ્યા પછી મહિને કે પંદર દિવસે સ્તનનાં મુખ કાળાં થાય છે. રૂવાડાં ઉભાં થાય છે. તથા આંખની પાંપણો બાઝી જાય છે. વળી ઉલટી, સારા સુગંધી પદાર્થોમાં દુર્ગંધ આવવી, મોઢામાં પાણી આવવું અને શરીરમાં કળતર ઈત્યાદી ચિન્હો પણ થાય છે. ગર્ભ રહ્યા પછી એક માસે સ્ત્રી અને પુરૂષના રજ તથા વિર્યનું સર્વાંશે મળવું થાય છે.

હે બહેનો ! તે ગર્ભ ૪૦ મે દિવસે મનુષ્યના બચ્ચાના સ્વાભાવિક આકારને પામતો જણાય છે. અને બે મહિનામાં તેનાં અંગના સઘળા અવયવો પૂર્ણ અવસ્થાને પહોંચે છે. તે વખત તેનો આકાર મનુષ્યના જેવો ભાસે છે. ચક્ષુની જગ્યાએ બે કાળાં બિન્દુ હોય છે, આખની પાંપણનું લક્ષણ જણાય છે. ભેજુ થઇ રહ્યું છે તે પણ માલમ પડે છે, ત્રણ મહિનામાં બચ્ચાનાં સમસ્ત અંગ રચાઇ સ્વાભાવિક રૂપને પામે છે. આંખ, કાન, નાક, મોઢુ, પગ વિગેરે સઘળાં બહારના અવયવ સ્પષ્ટ દેખાય છે; તેમજ શરીરની અંદર પણ ઇન્દ્રિયાદિ અનેક અનેક અવયવો જન્મે છે. ચાર મહિનામાં માથાથી પગ સુધી અંદર અને બહારના સઘળા અવયવો નિયમ પ્રમાણે વધતા જાય છે. પાંચ મહિનામાં બચ્ચાની અતિશય વૃદ્ધિ થાય છે. છ મહિનામાં માથે વાળ ઉગી આવે છે, તથા સર્વ ચિન્હ દેખાય છે. સાતમે મહિને બાળક સંપૂર્ણાવસ્થાને પામે છે; આ સમયે બાળક જો પેદા થાય તો પણ તે બચી શકે છે. આપણા દેશમાં ઘણી સ્ત્રીઓને સાતમા મહિને બચ્ચુ અવતરે છે; અને સ્વાભાવિક રીતે મોટાં થઇ સંસાર ધર્મ ચલાવતાં દેખાય છે. આઠમા મહિનામાં બચ્ચાંના અંગ પ્રથમ કરતાં વધારે પરિપૂર્ણતાને પામે છે. નવમા મહિનામાં અંદર અને બહારના સઘળા અવયવોની સાથે પરિપૂર્ણતા અને પરિપકવતાને પામી બાળક સ્વતંત્ર રીતે પોતાના જીવની રક્ષા કરવાને સંપૂર્ણ યોગ્ય થઇ રહે છે.

હે બહેનો ! નવમા મહિનામાં પણ પ્રસવ થવાની ઘણી સંભાવના હોય છે. અને તે વખતે પ્રસવ થવાથી બચ્ચાંને કંઇ હરકત નથી એવું ઘણા વિદ્વાન વૈદ્યોનું કહેવુંછે.

હે બહેનો ! આઠમા મહીને ગર્ભ સાથે સંબંધ રાખનાર નાડીથી માતા ગર્ભનું અને ગર્ભ માતાનું લોહી વારંવાર ગ્રહણ કરે છે. અને તે એવી રાતે કે બચ્ચાની ડુંટીમાંથી નળ જેવી એક આંતરડાંની નળી નીકળી આવે છે, અને તે વાટે માના શરીરનું લોહી બચ્ચાના શરીરમાં જાયછે.

હે બહેનો ! જ્યારે સ્રી ગર્ભવતી થાય ત્યારે તેણે શાસ્રમાં કહેલા નિયમો પાળવા તત્પર રહેવું જોઇએ. જુવો આપણા પવિત્ર બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે:—

ગર્ભિણી સ્રીએ હમેશાં મોહોડું પ્રસન્ન રાખવું, પોતાના ધર્મમાં પરાયણ રહેવું, બાહારથી તથા અંદરથી સ્વચ્છ રહેવું, ગર્ભનું રક્ષણ કરવું, સુંદર વસ્રો પેહેરીને શણગાર સજવો અને ઘરના વાસ્તુ દેવતાની પૂજામાં તત્પર રહેવું.

હે બહેનો ! ગર્ભવતી સ્રીએ દુષ્ટ સ્રીઓની સાથે વાતચીત કરવી નહીં, સૂપડાંનો પવન લેવો નહીં, જેના છોકરાં મરી જતાં હોય તેવી સ્રીઓની સાથે બેસવા ઉઠવાનો સંબંધ રાખવો નહીં તથા પારકે ઘેર ભોજન કરવું નહીં.

હે બહેનો ! બીભત્સ એટલે ચીતળી ચઢે તેવી કોઇ પણ વસ્તુ જોવી નહીં, ભયંકર વાત સાંભળવી નહીં, ભારે અથવા તો અત્યંત ગરમ ખોરાક ખાવો નહીં.

હે બહેનો ! મત્સ્ય પુરાણુમાં કહેલું છે કેઃ—

ગર્ભવંતી સ્ત્રીએ બહુ લુખો ખોરાક ખાવો નહીં, બહુ ખાટો ખોરાક પણ ખાવો નહીં, અકરાંતિયાવેડા પણ કરવા નહીં, તેમ અત્યંત શીતવિર્ય, અત્યંત ઉષ્ણુવિર્ય તથા ભારે ખોરાક પણ ખાવો નહીં.

હે બહેનો ! ગર્ભિણી સ્ત્રીએ પંચમાસીની ક્રિયા થઇ ગયા પછી ઉગ્ર એટલે સખત ઔષધો અને ખાર ખાવો નહીં, મૈથુન સેવવું નહીં, તેમ ભાર ઉપાડવો નહીં.

હે બહેનો ! આપણા પવિત્ર પદ્મપુરાણુમાં કહ્યું છે કેઃ—

ગર્ભિણી સ્ત્રીએ હાથી, ઘોડા, પર્વત તથા ઉંચી હવેલી વિગેરેપર ચડવું નહીં, કસરત કરવી નહીં, ઉતાવળથી ચાલવું નહીં તથા ગાડીપર બેસીને પ્રવાસ કરવો નહીં.

હે બહેનો ! ગર્ભવતી સ્ત્રીએ સાવરણીપર મુસળપર તથા ખાંડણીઆ પર બેસવું નહિં, પાણીમાં ઉંડા ઉતરીને નાહાવું નહીં, ઉજ્જડ ઘરમાં જવું નહીં.

હે બહેનો ! રાફડાપર બેસવું નહીં, મનમાં ઉદાસ થવું નહી, નખથી પૃથ્વીને ખોતરવી નહીં, કોયલાથી કે રાખથી ભીંતપર કે જમીનપર લખવું કે લીંટા કરવા નહીં, સદા સુઈ રહેવાની ટેવ રાખવી નહીં, સાળનાં ફોતરાંપર, અંગારાપર, રાખપર, હાડકાંપર તથા ઘડા વિગેરેનાં ભાંગેલાં ઠીકરાંઓપર બેસવું નહીં.

હે બહેનો ! વળી ગર્ભવતી સ્ત્રીએ ઘરમાં કજીઓ

કરવો નહીં, શરીરને બહુ વાંકું વાળવું નહીં, માથાના વાળને છુટા મૂકીને ઉભા રહેવું નહીં તથા કોઇ પણ દિવસ અપવિત્ર રહેવું નહીં, પરંતુ નાહીને સ્વચ્છ રહેવું.

હે બહેનો! વળી મત્સપુરાણમાં કહ્યું છે કેઃ—

ગર્ભવતી સ્ત્રીએ ઉત્તર દિશા તરફ માથું કરીને સુવું નહીં, તેમ કોઇ દિવસ જમીન ઉપર નીચે માથુ લટકે તેમ પણ સુવું નહીં, વસ્ત્ર વગરના થઈ સુવું નહીં, એઠે મોહોડે સુવું નહીં, તેમ ભીને પગે સુવું નહીં, પરંતુ પગને ધોઇ લુછી નાંખી સુવું.

હે બહેનો! ગર્ભવંતી સ્ત્રીએ અમાંગલિક વાણી બોલવી નહીં, વધારે હસવું નહીં, સંધ્યા કાળે જમવું નહીં, તથા હમેશાં ઝાડની નીચે ઉભા રહેવું નહીં તેમ ત્યાં જવું પણ નહીં.

હે બહેનો! ગર્ભિણીએ હમેશાં મોહોડું ચઢાવ્યું રાખવું નહીં, ખાટલાની છાયાતળે ઉભા રહેવું નહીં તથા હોય ત્યારે સેહેવાતા પાણીમાં સર્વ ઔષધિઓ નાંખીને તે પાણીથી નાહાવું.

હે બહેનો! ગર્ભવતી સ્ત્રીએ ઝાડપર, કીલ્લાપર ચડવું નહીં, સમુદ્રમાં મુસાફરી કરવી નહી તથા ઉંડી ખાઇને પણ ઉલ્લંઘવી નહીં.

હે બહેનો! જે ગર્ભવતી સ્ત્રી ઉપર પ્રમાણે આચરણ કરે છે, તે જે પુત્રને જન્મ આપે છે, તે સ્થિર આયુ-

ષવાળો અને બુદ્ધિમાન થાય છે.

હે બહેનો ! ઉપર આપણે કહી ગયા છીએ કે નવમો અને દસમો માસ ઘણું કરીને પ્રસવ કાળ કહેવાય છે તે વખતે ગર્ભ સ્થિર થઈ રહે છે. તેથી તેની પુષ્ટિને માટે સ્નેહાદિક ઉત્તમ પદાર્થોનો ઉપયોગ કરવો જોઇએ. કારણ કે તેથી ગર્ભ અભિવૃદ્ધ થાય છે. ગર્ભની અભિવૃદ્ધિ કરનારાથી વિપરીત પદાર્થોનું સેવન થાય તો ઉદરમાંજ ગર્ભ નાશ પામે છે અથવા ઘણે દિવસે જન્મે છે. સારા ઉપચારોથી સ્નિગ્ધ શરીર અને બળવાળી સગર્ભા સ્ત્રી ઉપદ્રવ રહિત સુખેથી પ્રસવ કરી શકે છે. પ્રસવ વખતે કેટલીક અબળા સ્ત્રીઓને મૂર્છા આવે છે અને તે મૂર્છાથી છોકરૂં જન્મ્યા પછી તેને ભાન રહેતું નથી, તેથી વખતે ખરાબ પરિણામ આવવાનો સંભવ રહે છે.

હે બહેનો ! પ્રસવ થવાના થોડા દિવસ પહેલાં એટલે નવમે માસે ગર્ભવતી સ્ત્રીને સૂતિકાગૃહ ( સુવાવડના ઓરડામાં )માં દાખલ કરવી. સૂતિકાગૃહ સારી રીતે લીંપેલું, જોઈતી સામગ્રીવાળું, ઉગમણા અને દક્ષિણા પવન વાળું તથા આઠ હાથ લાંબું અને ચાર હાથ પહોળું હોય તો ઉત્તમ ગણેલું છે. વળી તે ઘરમાં અજવાળું હોવું જોઈએ. તેમજ તેમાં થોડી થોડી હવાની આવ જા થાય તેને માટે રસ્તો પણ રાખવો જોઇએ પરંતુ અતીશય પવનના સપાટા આવતા હોવા ન જોઇએ.

હે બહેનો! વળી તે ગ્રહમાં એક ખાળ હોવો જો-ઇએ. સારાં અને પહોળાં કપડાં, એરંડીયું તેલ, બિછાનુ સાફ રહે તે માટે તેપર પાથરવા ઉનનું કે એવુંજ બીજું ગરમ કપડું, ગરમ તથા ઠંડુ સ્વચ્છ પાણી, સ્રીને પેટે બાં-ધવાનો પાટો, સૂતરનો દોરો, બુઠ્ઠી કાતર, વાદળીનો કટકો, લાકડાની કથરોટ, ચણાનો લોટ, સાબુ, મીઠુ તેલ, કપુર; લૂગડાંના કટકા, તથા છોકરૂ જન્મ્યે તેનો નાળ કાપ્યા પછી પેટે બાંધવાનો પાટો, વગેરે સાધનો પ્રસૂતિગૃહમાં તૈયાર રાખવાં જોઇએ.

હે બહેનો! પ્રસવ થવાને આઠ દસ દિવસ બાકી હોય ત્યારે સ્રીઓને અગાઉ કરતાં સારૂં લાગે છે. તેનું શ-રીર હલકુ થએલું જણાય છે કારણ કે બચ્ચુ તે વખતે નીચે કેડમાં ઉતરે છે શ્વાસ પણ ખુલાસાથી લેવાય છે, જીવ આનંદમાં રહે છે તથા ફરવા હરવાને ઉમંગ વધે છે.

હે બહેનો! પ્રસવ જલદી થવાનો છે એવું જાણવાનાં બીજાં ઘણાં ચિન્હો છે અને તે એ કે જ્યારે ગર્ભવતીનું ઉદર શિથિલ થઇ જાય છે, સાથળમાં શુળ થવા માંડે, વા-રંવાર પાયખાને જવાની અને પિશાબની હાજત થાય તથા બળતરા થાય ત્યારે એમ સંભવે છે કે હવે પ્રસવ જલદી થશે. વળી પ્રસવ થવા પહેલાં કેડમાં તથા વાંસામાં વેદના થાય છે. અને પેશાબ વખતે પ્રસવસ્થાનના મુખમાં કફ આવે છે. આ વખત જો તેને ઠંડી લાગવા માંડે તો ચાહ

પાવી. અને ગર્ભસ્થાનમાં દુઃખાવો થાય ત્યારે સ્ત્રીએ હરવું ફરવું જોઇએ. કારણ એમ કરવાથી છુટકારો વહેલો તથા સહેલથી થાય છે.

હે બહેનો! ઉપર પ્રમાણે બધાં ચિન્હો થયા પછી ગર્ભસ્થાનમાં રહેતી કોથળી ફૂટીને તેમાંથી પાણી નીકળી જાય છે. પછી શરૂઆતમાં જે અત્યંત દુખાવો હોય તે બદલી જઇ કોઇ પણ વસ્તુ નીચે આવતી હોય એવો દુઃખાવો થાય છે. ગર્ભસ્થાન નીચે ઉતરવાથી તે ભાગના તંતુઓપર દબાણ થાય છે અને તેથી પગમાં તથા જાંગમાં ચુંથારો થાય છે પરંતુ હરવા ફરવાથી ઝાઝો ચુંથારો થતો નથી

હે બહેનો! પ્રસવ થવોએ કુદરતી નિયમ છે, ઇશ્વરી લીલા છે, માટે તેને સ્વાભાવિક રીતે થવા દેવો જોઇએ. નકામાં માથા મારી પોતાનું ડહાપણુ તે વખતે દોડાવવું નહીં. વખતે દવા દારૂ કરવા જેવો સંભવ જણાય તો તે કાબેલ વૈદ્યની સલાહથી અથવા તેવા અનુભવી વૈદ્યને હાથેજ કરવા દેવી.

હે બહેનો! પ્રસવસ્થાનની આગળ જે દુઃખાવો થાય તેને અટકાવવો નહી; કારણ દુઃખાવાને લીધેજ ગર્ભસ્થાન તથા બીજા ભાગો પહોળા અને પોચા થાય છે. તેમ બચ્ચાંને બહાર આવવાને સ્હેલો રસ્તો મળે છે. પ્રસવ થતાં પહેલાં ગર્ભસ્થાન નીચે ઉતરે છે પછી તેનું દ્વાર મોટું થાય છે. અને ત્યાર બાદ બચ્ચું બહાર આવે છે. દ્વાર મોટું થાય

તે વખતે સ્ત્રીઓએ હરફર કરવાની આવશ્યક્તા છે.

હે બહેનો! ગર્ભિણી સ્ત્રીને નવમો માસ બેસે અને સૂતિકાગૃહમાં લઇ જવામાં આવે તે વખતથીજ તેને સૂયાણી સાથે મિત્રાચારી કરાવવી જોઇએ; કારણ કે સૂયાણીને પ્રસવ વખતે બોલાવવાથી લજ્જાને લીધે સ્ત્રી મનમાં સંકોચાય છે. સૂયાણીએ જણનારી સ્ત્રીના ગર્ભ માર્ગને પ્રસવસ્થાનના મુખ તરફ હાથ જાય તેમ તેલથી ચોળીને પછી ગર્ભની આસપાસ રહેલો નાડાનો બંધ છુટે અને કેડનો પાછલો ભાગ, બરડો, બસ્તી તથા માથામાં વેદના દેખાય ત્યારે હળવે હળવે ચોળવું અને ગર્ભ મુખમાં આવે ત્યારે તેથી પણ વધારે ચોળવું, આ ક્રિયા ગર્ભ બહાર આવે ત્યાં સુધી કરવાની છે, વખત વિના ગર્ભને પ્રવાહમાં લેવાથી તે બહેરો મુંગો, મસ્તકની પીડાવાળો, કાસ, શ્વાસ અને શોષથી પિડિત તથા દુબળો થાય છે.

હે બહેનો! પ્રસૂતિ વખતે સૂતિકાગૃહમાં ચાર સૂયાણી શિવાય બીજી વિશેષ સ્ત્રીઓએ રહેવું જોઇએ નહિ. કારણ કે તે વખતે આસપાસની લાગતી વળગતી ઘણી સ્ત્રીઓ એકઠી થઈ પરસ્પર ઘુસમુસ ઘુસમુસ વાતો કરી ઘોંઘાટ મચાવી મૂકે છે. વળી મૂર્ખ સ્ત્રીઓ સગર્ભા સ્ત્રીની દયા ખાઇ બોલે છે કે ફલાણી સ્ત્રી તો જણીને ઢગી પડી, આને પરમેશ્વર ખેર કરે. આ પ્રમાણે વાતો થવાથી સુવાવડીનો જીવ ચિંતાતુર થાય છે. અને વખતે ખરાબ પરિણામ આવે છે.

માટે તેમ બીલકુલ થવું ન જોઇએ.

હે બહેનો! સુવાવડીનું બીછાનું ઝોલ ન પડે તેવું સીધુ હોવું જોઇએ. ઝોલ પડતા બીછાનાથી તેને સુખ થતું નથી. વળી એક ચાદર ખાટલાના પાયા જોડે બાંધી બીજો છેડો પ્રસુતા સ્ત્રીના હાથમાં આપવો કે તેને બળ કરવામાં ત મદદગાર થઇ પડે.

હે બહેનો! ગર્ભ જેમ જેમ નજીક આવતો જાય તેમ તેમ સ્ત્રીએ વધારે બળ કરવું જોઇએ. જેથી ગર્ભ સહેલાઈથી બહાર નીકળી શકે છે. ગર્ભનું માથું ગર્ભસ્થાનના મોઢામાં આવે કે તરતજ સ્ત્રીએ યુક્તિથી ડાબા બાજુએ સુવું. માથુ બહાર દેખાય કે તરત તેને જમણા હાથની હથેળીમાં સૂયાણીએ લેવું, પણ જોરથી દાબવું નહીં. જેમ જેમ ખાંધ અને શરીર બહાર આવતું જાય તેમ તે માથું સૂયાણીએ હળવે હળવે પોતાના તરફ લેવું. માથુ બહાર આવે કે બીજી સ્ત્રીએ પ્રસવવાળી સ્ત્રીના પેટપર હાથવડે જોરથી દબાંણ કરવું. અને છેવટ પાટો બંધાય ત્યાં સુધી હાથનું દબાણ કાઢી લેવું નહિ; અને જેમજેમ તે છોકરાને ગતિ મળતી જાય તેમતેમ દબાણ પણ નીચે ઉતારતાં જવું.

હે બહેનો! છોકરાંનું ફકત માથુંજ બહાર આવ્યું જણાયતો હળવેથી તેની બગલમાં આંગળી ઘાલી ઘણી સંભાળથી તેના શરીરને બહાર કહાડી લેવું.

હે બહેનો! આ કામ કરતાં જો જરા પણ ગફલત

થઈ તો છોકરાને ફાંસો આવી જાય છે. માટે સૂયાણી સ્ત્રીઓએ બહુ સાવચેતી રાખવી જોઇએ.

હે બહેનો ! છોકરૂં જન્મે કે તુરત એક સ્ત્રીએ તે છોકરાંની અને બીજી સ્ત્રીએ સુવાવડીની માવજત કરવા માંડવી. છોકરાના શરીરપર ઠંડુ પાણી નાંખવું અને તેના ગળામાં રહેલો ચીકણો પદાર્થ કાઢી નાખવો. વખતે કોઇ છોકરાંની આસપાસ કંઇ પડ જેવું જણાયતો તેને પણ નખથી ફાડી નાંખવું. હે બહેનો ! એમ કરવામાં જો તુરત સંભાળ લેવામાં નથી આવતીતો છોકરૂં મરણ શરણ થાય છે.

હે બહેનો ! છોકરૂં જન્મે કે તરત શ્વાસો શ્વાસ લેવા માંડે છે અને રડે છે. તેના શ્વાસો શ્વાસ બરોબર ચાલે ત્યારે ડુંટીથી આશરે બે ઇંચ છેટે સુતરનો તૈયાર રાખેલો દોરો, ચોગણો અથવા છગણો કરી નાળને બાંધવો. વળી તેથી પણ ચાર આંગળને છેટે બીજો દોરો બાંધવો. અને બંને બંધનની વચમાંથી નાળ કાપવો. આ પ્રમાણે નાળ કાપવાથી રક્તસ્રાવ થશે નહીં. નાળ કાપ્યા પછી ઓર સાથે વળગેલો કટકો એક સ્ત્રીએ મજબુત પકડી રાખવો. નહીતો નાળનો કટકો અંદર પાછો જતો રહેશે.

હે બહેનો ! બાળક અવતર્યા પછી જો તે ન રડેતો પીઠપર અથવા કમરપર હથેલી વતી અથવા આંગળાંથી જરા જરા પ્રહાર કરવા અથવા કપુરને તેલમાં બોળી તેનો ધુમાડો બાળકના નાકની અંદર જાય તેમ કરવું જોઇએ. અથવા ગરમ પાણીથી બાળકને નવરાવવું.

હે બહેનો ! ઉપર પ્રમાણે સઘળી ક્રિયા થઈ રહ્યા પછી બાળકના શરીર ઉપરનો ચીકણો પદાર્થ સાબુ, ચણાનો લોટ અથવા એવા બીજા પદાર્થથી ધીમે હાથે ચોળી સહેજ સાજ ગરમ પાણીથી બાળકને નવરાવવું. અને વાદળી કે કોઇ સુવાળા લૂગડાનાં કકડાથી બાળકના શરીરને ધોવું. નવડાવતી વખતે તેના નાક, કાન કે મોઢામાં પાણી ન જાય એની સંભાળ રાખવી.

હે બહેનો ! બાળકને નવરાવ્યા પછી સાફ કપડાથી તેનુ શરીર લુછી નાખવું અને કોઇ પણ જગાએ જરા પણ ભીનાશ રહેવા દેવી નહીં. પછી તેના શરીરે મીઠું તેલ ચોપડવું. બાદ કાપેલી નાળ ઉપર ફરતુ સુવાળુ સ્વચ્છ કપડુ લપેટી બાળકને પેટે પાટો બાંધવો. આ પ્રમાણે કરવાથી એક બે દિવસમાં નાળ ખરી પડશે અને ડુટી ઉપર જો લોહી નીકળતું હોયતો રૂ બાળી તેની રાખ તે ઉપર દબાવવી.

હે બહેનો ! જન્મ્યા પછી બાળકને બે ત્રણ દિવસ સુધી ફક્ત ગળથુથી ઉપરજ રાખવું. પણ ધવરાવવું નહીં. કારણ સુવાવડી સ્ત્રીને બે ત્રણ ( અડતાલીસ કલાકે ) દિવસે ધાવણ આવે છે. અને તે ધાવણમાં રેચક ગુણ રહેલા છે. તેથી તે બાળકની મળ શુદ્ધિ થાય છે. કદાચ તેમ ન થાયતો થોડુ એરંડીયું અને મધ સાથે મેળવી ચટાડવું.

હે બહેનો ! આપણે ઉપર કહી ગયા તેમ છોકરૂ જન્મે કે તરત સ્ત્રીને ચતી સુવાડી પેટપરનો ભાગ સારી

રીતે દબાવવો ઓર બહાર પડે ત્યારે પાટો બાંધ્યા પછીજ આ હાથનો દાબ દૂર કરવો. ઘણું કરીને પ્રસવ થયા પછી સ્ત્રીને પાંચ દસ મીનીટે ઓર પડે છે. અને જો તે બહાર પડતાં વાર થાયતો હળવે હળવે દાબીને હાથ ફેરવતાં જવો, એટલે ઓર બહાર આવશે.

હે બહેનો ! ગર્ભાશયથી છુટી પડેલી ઓર તપાસવા સારૂ ગર્ભાશયના દ્વારની નાળ પકડી જરા ખેંચવી અને જોતે છુટી પડી હશે તો તરત બહાર આવશે. પરંતુ નાળ ખેંચીનેજ ઓર બહાર કાડવાનો કદી પ્રયત્ન કરવો; નહી કારણ તેથી બહુ નુકશાન થાય છે.

હે બહેનો ! ઓર બહાર પડયા પછી સ્ત્રીના બગડેલા ભાગો ગરમ પાણીથી લુછી નાંખવા, આ વખત સ્ત્રીના શરીરમાંથી એક દમ ઘણુ લોહી પડી જાય છે. તેથી સુવાવડીનું શરીર નરમ અને ઠંડુ થઈ જાય છે. એટલા માટે તેને ગરમ લૂગડાં, પગમાં ગરમ મોજાં પહેરાવવાં વળી કેટલાકોનો એવો પણ મત છે કે જો સુક્ષમ તાપ આપવામાં આવે તો તેથી શરીર બળવાન થઇ તાકાત આવે છે. પરંતુ સુવાવડના ઘરમાં ધુમાડો થવાથી મા તથા બચ્ચાની તનદુંરસ્તીને વિશેષ હરકત થવાનો સંભવ છે. માટે તેવી રીતે નથવા દેતાં કોલસાના તાપનો ઉપયોગ કરવો વધારે સારો છે.

હે બહેનો ! પ્રસવ થયા પછી સુવાવડીને તેનાં પ-

હેરેલાં કપડાં તરત બદલાવી નાખી સ્વચ્છ કપડાં પહેરાવી છાનામાના સુવાડી રાખવી જોઇએ કે તેથી શ્રમને લીધે તે સ્વસ્થ પણે ઉંઘ લેઇ શકે. શરદી કે ખરાબ હવા ન લાગવા માટે તેના ઓરડામાં દેવતાની શગડી રાખવી. પણ હે બહેધા ! રાત્રીએ એવા પ્રસુતિગૃહમાં કેરોશીન (ગ્યાસતેલ) તેલનો દિવો કદી બાળવો નહીં. કારણ તેની થતી ધુણી. બાળકના તથા માના સ્વાસો સ્વાસમાં ભરાઇ જઇ કાળજામાં દાહ ઉત્પન્ન કરે છે.

હે બહેનો ! સુવાવડી સ્ત્રીને હલકો અને પચી શકે તેવો સારો પૌષ્ટિક ખોરાક આપ્યા કરવો તથા કમતીમાં કમતી દસ દિવસ સુધી ગરમ કરેલા પાણીમાં વાવડીંગ નાંખીને ઠારીને પીવા આપવું.

હે બહેનો ! આ વખતે સ્ત્રીને જરા ઠંડી લાગી તાવ પણ આવે છે. પરંતુ તેથી ગભરાવું નહીં. કારણ તે પ્રસવ વેદનાનો હોવાથી પાછો તે તુરત જતો રહે છે. અને તાવ ઝાઝો વખત ચાલુ રહે તથા ઝાડો થતો જણાયતો તેને માટે ઇલાજ કરવો જોઇએ.

હે બહેનો ! સુવાવડી સ્ત્રીને એક મહીના સુધી. પ્રદર નામનો રસ ઝર્યા જાય છે અને તેથી ગર્ભસ્થાનમાં જેટલો દુરગંધી ભાગ રહેલો હોય તે એક મહીનામાં બહાર નીકળી જાય છે.

હે બહેનો ! સુવાવડમાં જરૂરના કારણ શિવાય કોઈ

પણ જાતની ઔષધી આપવા જરૂર નથી. વળી કેટલીક સ્ત્રીઓ પ્રસવ થયા પછી કેટલીક જાતની દવાની પોટલી પહેરે છે- પરંતુ તેમ કરવું વ્યર્થ છે. કારણ કુદરતનો એવો નિયમ છે કે પ્રસવ વખતે વિસ્તૃત થએલો ભાગ અમુક વખતે પાછો તેની મેળેજ સંકુચિત થઇ જાય છે.

હે બહેનો! આપણા દેશમાં ૩૦–૪૦ દિવસ સુધી સુવાવડીને સુતીકા ગૃહમાં રાખવાનો રીવાજ છે તે બહુ ઉત્તમ છે. કારણ તેથી તે સ્ત્રીનુ શરીર સુદ્રઢ થઇ સ્વાભાવિક અવસ્થાને પામે છે. અને તેવી સબળ માના ધાવણથી બાળક પણ મજબુત અને પ્રફુલ્લ થાય છે. માટે તે અવસરમાં તેને જે ખોરાક આપવામાં આવે તે સારો પૌષ્ટિક આપવો જોઇએ. એમાં બનતા સુધી કંજુસાઈ કરવી નહીં. કારણ તેને તે વખતે જે ખોરાક મળે છે. તે પર તેની એકલીની નહિ પણ તે સાથે બાળકની જીન્દગીનો આધાર રહેલો છે.

હે બહેનો! સુવાવડી સ્ત્રીએ. ઠંડા પાણીમાં, છો વાળી તથા ભીની જગામાં કદી બેસી રહેવું નહિ;તેમ તે અવસ્થામાં કોઇની પણ સાથે વધુ વાત ચીત કરવી નહી. કારણ પ્રસવની વેદનાથી નબળી પડી ગએલી મગજ શક્તિને લીધે બહુ બોલવાથી તથા ભીનામાં બેસી રહેવાથી શરીરની તંદુરસ્તીની હાની થાય છે.

દિવસ ૯ મો.

## વિધવા સ્ત્રીઓના ધર્મ.

હે બહેનો! હવે હું તમને જે સ્ત્રીનો પતિ મરી ગયો હોય એવી વિધવા સ્ત્રીએ કેમ ચાલવું તે કહી બતાવુંછું.

હે બહેનો! શાસ્ત્રમાં પતિ મરણ પામ્યા પછી તેની વિધવા સ્ત્રીને બે કર્મો કરવાનાં કહ્યાં છે.

**पत्यौ मृतेतु भार्याणां विधिद्वय मुदीरितम् ।**
**वैधव्यं पालयेत् सम्यक् सहाग्नि गमनंतुवा ॥**

બૃહન્નારદીય પુરાણ.

જેનો પતિ મરણ પામ્યો હોય એવી વિધવા સ્ત્રીએ કાં તો સારી રીતે વિધવાનો ધર્મ પાળવો અથવા તો પતિની સાથે બળી મરવું.

હે બહેનો! જે સ્ત્રી પતિના મરણ પછી સદાય વિધવાના ધર્મ પાળે છે, તે સ્ત્રી પોતાના પતિને પરલોકમાં મળીને સ્વર્ગ લોકમાં જાય છે.

હે બહેનો! પતિ મરી ગયા પછી વિધવા સ્ત્રીએ ઉત્તમ એવાં ફુલ, ફળ તથા મુળ ખાઇને શરીરને પાડી નાંખવું પરંતુ પરપુરૂષનું નામ સુદ્ધાંત લેવું નહીં.

હે બહેનો! પતિ મરી ગયા પછી જે પતિવ્રતા સ્ત્રી બ્રહ્મચર્ય પાળે છે, તે પુત્ર વિનાની હોય તો પણ બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે.

હે બહેનો ! ગરૂડ પુરાણમાં કહ્યું છે કે વિધવા સ્ત્રીએ માથાપર વાળ રાખવા નહી. કારણ કે માથાપર કેશ રાખી તેનો જે સ્ત્રી અંબોડો વાળે છે તે સ્ત્રીનો મરણ પામેલો પતિ બંધનમાં પડે છે. તેમ તેવો કદરૂપો ચહેરો રાખવાથી પરપુરૂષનો ભય પણ ઓછો રહે છે.

હે બહેનો ! વિધવા સ્ત્રીએ સદાય એકજ વખત ભોજન કરવું, પરંતુ કદી પણ બીજી વખત ભોજન કરવું નહીં તથા પલંગપર સુવું નહી પણ પથારીએ સુવું. પલંગપર સુનારી સ્ત્રી પોતાના પતિને નરકમાં નાંખે છે. એવું બૃહન્નારદીય પુરાણમાં કહેલું છે.

હે બહેનો ! વિધવા સ્ત્રીએ બાપ, દીકરા કે કુટુંબના વૃદ્ધથી જુદા દૂર સ્વતંત્ર રીતે વસવું એ ઘણુજ નિંદિત છે. માટે તેવી રીતે રહેવું નહિં. શરીરે તેલ કે સુગંધી પદાર્થોનું મર્દન કરવું નહીં. તથા પાન ખાવું નહીં અને વ્રત ઉપવાસના દિવસો આવે તે નિયમથી ઉત્સાહ પૂર્વક કરવા.

હે બહેનો ચોમાસામાં પણ વિધવા સ્ત્રીએ એક પદાર્થ એકજ વખત જમવાનો નિયમ રાખવો. કાંસાના વાસણમાં જમવું નહિં, આંખમાં અંજન લગાવવું નહીં. રંગબેરંગી વસ્ત્રો પહેરવાં નહીં. પુષ્પ સેવન કરવું નહીં, અને એથી ઉલટી રીતે ચાલનાર વિધવાઓ મહા ઘોર નરકમાં પડે છે.

હે બહેનો ! વિધવા સ્ત્રીએ ચાંદ્રાયણાદિ વ્રતો કરી. શરીરની ઇંદ્રિયો નરમ પાડવી. સારાં આચરણ રાખવાં, સૌ.

ગંઠા બાજી અગર એવી બીજી કોઇ રમત રમવી નહીં. રાગ દ્વેષ રાખવો નહીં. અને સર્વદા અખંડ બ્રહ્મચર્ય પાળવું. વૈરાગ્યનાં તથા સંસારપર ઉદાસીનપણું કરાવનારાં નિવૃતિ માર્ગનાં શાસ્ત્રો સાંભળવાં, વાંચવાં, પરંતુ શૃંગારી પુસ્તકો હાથમાં ઝાલવાં નહિ તથા તેનું શ્રવણ પણ કદી કરવું નહીં.

હે બહેનો! પોતાની સમાન વયનો ભાઇ હોય; તો પણ તેની સાથે એકાંતમાં રહેવું નહિ. તેમ પરપુરૂષ સાથે કદી વાત કરવી નહિ, મજાક મશ્કરી કરવાની ટેવ રાખવી નહીં. અને મહા વ્રત એવું જે બ્રહ્મચર્ય તેનું સંરક્ષણ કરવા જરા પણ ચુકવું નહીં.

હે બહેનો! વળી ઘણા માણસના સમૂહમાં, વિવાહ પ્રસંગમાં, વૃદ્ધની સંગત વિના તીર્થ યાત્રાએ તથા જ્યાં ઘણા હાસ્યવિનોદ થતાં હોય ત્યાં જવું નહીં.

હે બહેનો! પાખંડી, ધૂતારા, સાધુ સંન્યાસીઓની સેવનાથી અલગ રહેવું.

હે બહેનો! વિધવા સ્ત્રીએ તો પુરૂષના વસ્ત્રનો પણ સ્પર્શ કરવો નહીં એવું બ્રહ્મચર્ય પાળવું જોઇએ અને તેને તો સદા ધોળાં વસ્ત્ર પહેરવાનીજ શાસ્ત્ર આજ્ઞા છે.

હે બહેનો! ઉપર પ્રમાણે બ્રહ્મચર્યના નિયમો પાળી સદા શાંતી, દયા, પતિવ્રતપણું, ગરીબાઇ અને નિરહંકારીપણું રાખી ઈશ્વર ભજનમાં પોતાનો કાળ નિર્ગમન કરે છે તેજ

સ્ત્રી પોતાના પતિને પરલોકમાં સુખ આપનાર પરમ સાધ્વીછે.

હે બહેનો વળી ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે:-જો પુત્ર ન હોય તો વિધવા સ્ત્રીએ દર્ભ તથા તિલોદકથી હમેશાં પોતાના સ્વર્ગવાસી પતિનું તર્પણ કરવું. અને પોતાના સસરા અથવા તેમના પિતા મરણ પામ્યા હોય તો તેનું નામ તથા તેના પિતા અને તેના પિતાનું નામ પણ બોલીને નિત્ય તર્પણ કરવું તથા બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

દિવસ ૧૦ મો.

## બાળકની માવજત.

હે મોટાં ભાગ્યવાળી બહેનો! આપણું કહેવું હવે બધું પુરૂ થવા આવ્યું છે. હવે ફક્ત બાળકની માવજત સંબધી આર્ય મહિલાઓને પુરતું ધ્યાન આપવા જોગ વિષય માટે બે બોલ બોલી છેવટ ઉપસંહાર સાથે ચાલતો વિષય પૂર્ણ કરીશું.

હે બહેનો! મા અને સંતાન એ બંન્નેની વચ્ચે કેવો મહાન શારીરિક અને માનસિક સંબંધ જોડાએલો છે, એનું વર્ણન કરવાને આપણે શક્તિવાનજ નથી. પરંતુ તે પરમેશ્વરની અકલિત કળાનો અનુભવ હે વહાલી માતાઓ તમે અનુભવથી જાતેજ કરી લેશો.

હે બહેનો ! માના શારીરિક અને માનસિક ગુણોનું સરખાપણું થયા વિના સંતાન ઉન્નતિ સ્વપ્નવત્ એટલે તેવી પ્રજાથી દેશનું કશું કલ્યાણ થવાનું નથીજ. માટે હે ભગિનીઓ ! પોતાનું અને દેશનું કલ્યાણ કરનાર–ધર્મ, અર્થ કામ તથા મોક્ષની અભીલાષા રાખનારી બાળાઓએ પ્રથમ શારીરિક અને માનસિક એ ઉભય ગુણોની સમાનતાથી ઉન્નત થવું જોઇએ.

હે બહેનો ! દેશનું કલ્યાણ અકલ્યાણ નારિ જાતિના શારીરિક અને માનસિક સુખ દુઃખ ઉપર આધાર રાખે છે. એ અખંડ સત્ય વાત જણાયલી છે. માટે પોતાની તંદુરસ્તીને જાળવી રાખવી તથા બાળકની તંદુરસ્તી સંભાળવા માતાઓએ ખુબ ધ્યાન આપવું જોઇએ; કારણ માત પિતાની મૂર્ખાઇ અને અધમપણાથી નાનપણમાં બચ્ચાંને બહુ તરેહના રોગ વિકારથી અશક્ત થઇ જુવાનીમાં અનંત દુઃખ· દુર્દશા ભોગવવી પડે છે. આપણા આ દેશમાં બચ્ચાની પ્રકૃતિ અને મનોભાવ સમજવાના અભાવથીજ બચ્ચાના રોગ ભોગની ચિકિત્સામાં આટલી નિષ્ફળતા જણાય છે. મા પોતાના સંતાનના મનોભાવ અને પ્રકૃતિ સારી પેઠે વધારે સમજી શકે છે. માટેજ બચ્ચાના રોગ ભોગની ચિકિત્સા માના હાથે જેવી રીતે સારી થવાની આશા છે તેવી બીજાને હાથે થઇ શકતી નથી.

એટલાજ સારૂ ખુબ સંક્ષેપમાં બચ્ચાંના રોગ ભોગ અને તેની દવાની વ્યવસ્થાની વીગતોનું આજ વર્ણન કરૂંછું.

હે બહેનો! બાળક બાળ વયમાં પોતાની હાજત જાણી શકતું નથી. તેમ તેને માટે તેનાથી કાંઇ થઇ શકતું નથી. માટે બચપણમાં તેની જવાબદારોનું બધુ જોખમ તેની માતા ઉપર રહેલું છે. માટે જનેતાઓએ પોતાના બાળકની સંભાળ માટે યોગ્ય લક્ષ આપવું જોઇએ.

હે બહેનો! બાળકોને યોગ્ય, નિયમસર અને પૂરતો ખોરાક આપવો, શરીરની વૃદ્ધિ અને પ્રફુલ્લિતતા માટે તેને પુષ્કળ સ્વચ્છ પ્રાણવાયુવાળી હવાની જરૂર છે. પૂરતા અજવાળાની તેને ઘણી જરૂર છે. ટાઢ અને તાપથી બચાવ કરવા તેને યોગ્ય લૂગડાંની જરૂર છે. શગેર અને કપડાની સ્વચ્છતા રાખવી. ધવરાવવાનો નિયમ રાખવો. વારંવાર ધવરાવવાથી બાળકને અજીર્ણ થાય છે. કેટલીક સ્ત્રીઓ બાળક જરા રડયું કે ખોળામાં લેઇ ઝટ ધવરાવા બેસે છે પરંતુ તેની મરજી સમજતીઓ નથી. બાળક રડતું હોય તો પણ કલાકે એક વખત શિવાય વધુ વખત ધવડાવવું નહિ. કારણ તેને રડવાનું કારણ કાંઈ આખો દિવસ ધાવવાનુંજ હોતું નથી

હે બહેનો! બાળકના મોંમાં સ્તન આપી તેને ઉંઘવા દેવું નહિ તેમ પોતે તેવી હાલતમાં ઉંઘવું નહીં. તેમ થવાથી બાળકના મોમાં ચાંદા પડે છે. બાળકને ધવરાવ્યા પછી સ્તન સાફ લુચ્છી નાખવું કે ચાંદાં પડે નહિ.

હે બહેનો ! આપણા આ દેશની સ્ત્રીઓમાં બાળકને ઉંઘાડવા માટે અફીણ તથા તેવી વસ્તુ મિશ્રિત બાળાગોળીનું બંધારણ કરાવે છે એ ધારો ઘણો કઢંગો અને બાળકની તંદુરસ્તીને આગળ ઉપર હાનિકરતા થઈ પડે છે, કારણ બાળાગોળીથી બાળક સુસ્થ અને મંદ રહે છે, શરીર ગળી જાય છે, અને પેટ મોટું વધે છે, માટે સમજુ અને સુજ્ઞ માતાઓએ કોઇ દિવસ તે ગોળી ખવરાવા ટેવ રાખવી નહિ.

હે બહેનો ! બાળક જન્મ્યા પછી સાત આઠ માસ સુધી સ્ત્રીને અટકાવ આવતો નથી, ત્યાં સુધી ધાવણ ઘણું પુષ્ટિકારક હોય છે; અને જ્યારે અટકાવ આવે છે ત્યારે ફેર-ફાર થાય છે. માટે તેટલાજ માસ સુધી બચ્ચાંને માતાના દૂધપર રાખવું. અને પછીથી ધવરાવતાં ધીરે ધીરે કમતી કર્યા જવું અને ગાયનું દૂધ ગરમ કરી તેમા સાકર નાંખી જેમ માફક આવે તેમ થોડા દિવસ આપવું. ત્યાર બાદ દૂધમાં ચોખાનો આટો, આરારૂટ, કે રોટલાનો ભૂકો ઉકાળી આપવા ટેવ રાખવી.

હે બહેનો ! હમેશાં મન શાન્ત અને ખુશાલી ભર્યું રાખી, બાળકને હસાવી રમાડી પ્રથમ સ્તનમાંથી જરા ડીટડી દબાવી દુધ કહાડી નાંખી, પછી બાળકને માથે હાથ રાખી માતાએ તેને ધવરાવવું જોઇએ. હે બહેનો એ રીતે નહિ કરતાં ગુસ્સો કરી, તેને મારી, ઉદ્વેગ મન રાખી ધવરાવાથી તે પય બાળકને ઝેર સમાન થઈ પડે છે. માટે સમજુ

માતાઓએ આ બાબત બહુ ધ્યાનમાં લેવા જેવી છે. કારણ ઘણી વખત એવો પ્રસંગ બને છે કે સ્ત્રી કાંઈ કામમાં રોકાયલી હોય છે. અને બાળક ધાવવા માટે રડારડ કરે છે, તે વખત માતા કંટાળી ગુસ્સો કરી બાળકને ધવરાવા જાય છે. પરંતુ તેમ ન કરતાં બાળકના હિતાહિતનો વિચાર કરવો એજ સદ્ગુણી માતાનું લક્ષણ છે.

હે બહેનો! બાળક બાર માસનું થાય એટલે તેને ધાવણ મૂકાવવું. અને તેને કાંઇ ને કાંઇ ખાવાની ટેવ પાડવી. પ્રથમ દાળનું પાણી, પછી તે સાથે ભાત અને પછી દાળ ને ભાત એવી રીતે તેને માફક આવે તેવો ખોરાક આપવો. આપણામાં કેટલાકનું કહેવું એવું છે કે બાળકને નાહાનપણથી ખાધાની ટેવ પાડવાથી એ ડબ્બલ બની જાય છે. તે જો કે વ્યાજબી છે અને તેને ગરચી ગરચી ખોરાક આપવાથી તે તેવું બને છે પણ નિયમસર તેને માફકસર ખોરાકે ચડાવા યત્ન થાય તો તેમ થતું નથી. ઉપર જણાવેલી ઉમરમાં જો બાળકને ખોરાકની ટેવ પાડવામાં નથી આવતી તો કેટલાંક બાળકો ઘણી મુદત સુધી ખાવાપર અપ્રીતિજ રાખે છે અને તેથી કેટલીક વખત આપણા હિન્દુ રીવાજ પ્રમાણે માબાપોને કેટલીક મુશ્કેલીઓ સહન કરવી પડે છે માટે ઉપર મુજબ ખાધાની ટેવ ધીમે ધીમે પાડવી એ ઉત્તમ પક્ષછે.

હે બહેનો! વળી બાળકને કાચાં પાકાં ફળ ફળાદી, શાક, ભાજી કે અતિશે મિઠાસવાળી ચીજ ખાવા આપવી

નહિ. કારણ મીઠાશ ખાધાથી તેને ઘણી વખત કફ થાય છે. તેમ કાચા પાકા ફળ ખાવાથી તે પચાવવા જેટલી તેના જઠરાગ્નિમાં શક્તિ હોતી નથી. તેથી અપચાને લીધે હેરાન થવાનો તેને સંભવ રહે છે.

હે બહેનો! માતા બીમાર હોય, મરી જાય, અથવા તો તેને ધાવણ ન આવતું હોય તેવે વખતે સારી ધાવ મળી ન શકે તો ગાય કે બકરીના દૂધમાં પાણી તથા જરા સાકર નાંખી ઉકાળી તે ઉપર આવેલી તર કહાડી નાંખી તે પાવાનો યત્ન કરવો. એવું તૈયાર કરેલું દૂધ માતાના દૂધ જેવો ગુણ આપે છે

હે બહેનો! બાળકને તેવું દૂધ ધાતુના વાસણમાં કદી પાવું નહિ પણ ચીની કે માટીના વાસણમાં લેઇ પાવું વળી તેવા દૂધમાં એલાઇચી, જાયફળ આદી ચીજો નાંખવાથી તે બચાંને ભારે પડે છે ને તે નહિ પચી શકવાથી અજીરણ થઇ વરાધ, ઉલટી, ઝાડો અને તાવ વગેરે વ્યાધિ ઉત્પન્ન થાય છે માટે તેવી ચીજો તેમાં ન નાંખતાં સાદુ દૂધ પાણી મિશ્ર કરી ઉકાળી પાવું એજ ઉત્તમ છે.

હે બહેનો! બાળકને માટે જો ધાવ ન મળે તો ધીમે ધીમે દૂધ પીતાં શિખવવું. પરંતુ બજારમાં મળતી દૂધ ચુસવાની શીશીનો ઉપયોગ કરવો નહિ; કારણ કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે એવી રબરની ડીટડીવાળી શીશી બાળકને ઘણું નુકશાનકરતા છે.

હે બહેનો ! મા જો બરોબર કચરી પાળે તો બાળકને કોઇ દિવસ વ્યાધિ થતો નથી. માતાઓએ અજ્ઞાનતાથી કોઇ ઔષધ કરવાં નહિ. તેમ અજ્ઞાન લોકોથી પણ ઔષધ મેળવી ખાવું નહિ. કહ્યું છે કે:—

कुर्यान्निपतितो मुर्द्धनि सशेषं वासवाशनिः ।
सशेष मातुरंकुर्यान्नत्वज्ञ मतमौषधम् ॥

चरक

ઇન્દ્રનું વજ્ર માથા ઉપર પડવાથી પણ જીવવાની આશા રહે છે; પરંતુ અજ્ઞાન લોકોના ઔષધ પેટમાં જઇ પડવાથી જીવવાની જરા પણ આશા રહેતી નથી.

હે બહેનો ! સ્વચ્છ અને કોકરવરણા પાણીથી હમેશ બાળકને સાબુ ચોપડી નવરાવવું. ઉકળતા પાણીથી તથા ઘણું ચોળી ચોળી નવરાવાની કુરતા જનેતાઓએ કરવી નહિ. પણ ધીમે ધીમે મસળી નવરાવાથી બાળક પ્રફુલ્લિત તથા ઉત્સાહી રહે છે. વળી દરેક સાંધા ઘણી સંભાળથી ધોઇ સાફ કરવા પછી તેવાજ કોકરવરણા પાણીથી એક બે લોટા પાણીની મસ્તકપર ધાર કરવી; પણ કદી ગરમ પાણી રેડવું નહિં. ઉપરની રીતે નવરાવાથી બાળક સુખમાં રહે છે અવયવ ખીલે છે અને ચરબી આદીનો વધારો થાય છે. અને ગડગુમડાં થતાં નથી, નાહ્યા પછી સાફ કપડાવતી તેનું શરીર લુચ્છી સાફ કરવું.

હે બહેનો ! વળી આર્ય દેશની અને તેમાં ઘણું કરી ગુજરાત પ્રાંતની (ઘણે ભાગે) સ્ત્રીઓમાં કુમળી વયના બાળકને તેના ગજા ઉપરાંત ઘરેણાં ઘાલી શણગારવાની ઘેલછા વધારે પ્રસરેલી દીસે છે. અને એમ કરવાનો હેતુ દોલતવાળાં કહેવાવા. અથવા તો બચ્ચાંને રમવાની ઢીંગલી શણગારી આનંદમાની લેવાનો ખોટો અને અજ્ઞાનતા ભરેલો ભાવ છે. આથી જેઓને સારા ખોટાની પરીક્ષાજ હોતી નથી એવા બાળકોને ઉલટું સુખને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે અને કોઇ કોઇ વખતે તો તેવી માતાની અજ્ઞાનતાને લીધે બાળકોના જાનની ખરાબી થયાના હજારો દાખલા આપણને મળી આવે છે. માટે બાળકનું શુભ ઇચ્છનાર સમજુ જનેતાએ અણસમજુ બાળકોને દોલતવાળા કહેવાવાની નકામી અભિલાષાએ ન લલચાતાં તેને વયમાં આવ્યા શિવાય એવા નકામા આડંબરથી શણગારવા નહિ.

હે બહેનો ! પીશાબ કે પસીનાવાળું બાળકનું કપડું થાય તેને તુરત બીજુ સ્વચ્છ વસ્ત્ર પહેરાવી તે બગાડેલું કપડું ધોઇ તાપમાં સુકવી નાખવું.

હે બહેનો બચ્ચાને કદી ખુલ્લે શરીરે રાખવું નહિ ઉઘાડે શરીરે રહેવાથી ઘણી વખતે બચ્ચાં શરદીનું દરદ ભોગાવતાં દેખાય છે. માટે તેમ ન થવા દેતાં સદા સર્વદા તેનું શરીર સ્વચ્છ કપડાંથી આચ્છાદિત કરી રાખવું ઘણું

અમલનું છે. વળી પોશાક પાતળા લૂગડાનો અને તેપણ ઢીલો શીવડાવવો.

હે બહેનો ! બાળકને સ્વચ્છ હવામાં ફેરવવું અતિ ઉત્તમ છે- ત્રણ વર્ષ થાય ત્યાં સુધી તેને દિવસે બે કલાક સુવા દેવું. રાત્રીએ પણ સુવાડી દેવું. સુવાડતી વખતે અજવાળું આવે એવી રીતે સુવાડવું. પરંતુ તેની આંખ ઉપર તડકો કે તેજ ઘણું પડવા દેવું નહિ. કારણ કે તેમ થવાથી તેની આંખને ઘણું નુકશાન થાય છે.

હે બહેનો ! બચ્ચાં માટે બીછાનુ સ્વચ્છ તથા નરમ રાખવું. વળી તેની શરીરશક્તિ અનુસાર થોડી કસરત પણ કરાવવી. તે ઉંઘતુ હોય ત્યારે તેના મ્હોપર કદી લૂગડું નાખવું નહિ. કારણ તેથી તેનો શ્વાસોચ્છ્વાસ રૂંધાય છે. અને તેથી કરીને તે જલદી વધતું નથી. વળી બાળકને ખોળામાં સુવાડી રાખવાની તેમ ગોડીયામાં સુવારી હીંચકા નાખ્યાની ટેવ પાડવી નહીં. કારણ તેવી ટેવથી કેટલીક વખત ભેજુ અતિશય જોરથી હાલી જઇ ઘણી વખત બચ્ચાની તંદુરસ્તીને નુકશાનીમાં લાવી મેલે છે.

હે બહેનો ! બાલક તંદુરસ્ત હોય ત્યારે તેને શિતળા કઢાવવા અને તે છ સાત માસની ઉમરનુ થાય ત્યારેજ કઢાવી લેવા એ ઘણુ ઉત્તમ છે. શિતળા કઢાવ્યાથી નવદસ દિવસે તેના દાણા ભરાય છે. અને સોજો ચઢી આવે છે. તે વખતે બાલકને ઘણી પીડયા થાય છે અને તાવ આવે છે, પણ

તેથી ગભરાવું નહિ. તે તાવ એક બે દિવસે મટી જઇ આરામ થાય છે. તે વખતે કોઇપણ જાતની દવા કરવાની કાંઇ જરૂર નથી. તે તાવ સોજાનો હોય છે અને તે સોજો નરમ પડેથી કુદરતી રીતેજ તાવ મટી જાય છે. દાણા ઉપર તાડ વધારે થાય તો તેપર ઘી ચોપડવાથી ભીગડાં ઉખડી જશે અને દુઃખ નરમ પડશે. પણ બાલકને હાથે તે જગાએ ખોતરવા–વલુરવા–દેવું નહિ. પણ તેની મેલેજ ઉખડવા દેવું.

હે બહેનો! બાળક ઉંઘી ઉઠે કે તેની આંખ્યો ઠંડા પાણીથી ધોવી એટલે તે સ્વચ્છ અને તેજસ્વી થશે. અને દુખવા આવશે નહિં. તેની આંખમાં ગોદો વાગે નહિ એવી રીતે સંભાળથી તે ધોવી. વળી જેની આંખ્યો આવી હોય એવા બાળકને તેની પાસે લાવવું નહિ તથા તેને તેવા બાળક પાસે જવા દેવું નહિ; તેમ ઓરી, અચ્છમડા, શિતળા, ઉટાંટીયા, દાદર, કોલેરા વિગેરે રોગ જયાં હોય ત્યાં બાળકને લેઇ જવું નહિ.

હે બહેનો! દાંત આવતી વખત બાળકને બહુ વેદના થાય છે. બેડાં ફુલે છે. એ બેડાં ઉપર જો માખણ ચોપડવામાં આવશે તો તેથી વેદના ઓછી થશે. આ વખતે દાંતની વગર રંગેલી ચુસણી બાળકને ચુસવા આપવાથી દાંત વહેલા આવશે. કેટલાંક છોકરાંને ટકોરીયા કેટલાકને ઝાડે, તથા કેટલાંકને ઘુટણ તાણુતા દાંત આવે છે.

હે બહેનો! બાળકના મોંમાંથી લાળ પડતી હોય તો

લોદર, ગોરોચન, અને તલનો કવાથ કરી મધ સાથે આપ-વાથી લાળ બંધ થાય છે.

હે બહેનો! બાળક કેટલીક વખત ધૂળ કે માટી ખાય છે તે ન ખાવા દેવા પુરતી સંભાળ રાખવી. કારણુ તે ખાવાથી પેટમાં રોગ થઇ તે વધે છે. અને હાથપગ ગળી જાય છે. જો કદાચ તેમ થયું હોય તો વરીઆળી, ગંધક, એલચી, બોદાર એ ચીજોનું ચુર્ણ કરી તે બે વાલ લેઈ ધાવણ કે ગાયના દૂધ સાથે પાવાથી રેચ લાગી બીગાડ નિકળી જાય છે.

હે બહેનો! બાળકની માતાએ કદી વાયડો પદાર્થ ખાવો નહિ કારણુ તેથી બાળકના પેટમાં ભાર થાય છે. એમ થયુ હોય તો એરંડીયાનો કે ગરમાળાનાગરનો રેચ આપવો. અથવા જવ કે એરંડીયાની ખીર પેટપર ચોપડવી. અથવા કરીયાતુ કે સોનામુખીની ચાહ ગોળ સાથે આપવાથી ઝાડો સાફ આવી પેટ હલકુ થશે.

હે બહેનો! ન્હાનાં બાળકને વરાધ થવાનો બહુ સંભવ છે. માટે તે થાય તો આકડાનાં મૂળિયાની છાલનો ભૂકો પાંચ ઘઉં ભાર તથા ધોળી ખાંડ (૩૬) છત્રીસ ઘઉં ભાર લેઇ તે બંને એકઠાં કરી તેમાંથી પાંચ પાંચ ઘઉં ભાર ચાર ચાર કલાકે આપવો તથા છાતી ઉપર નાગરવેલના પાનનો શેક કરવો. અથવા અજમો વાટી ઉનો કરીને છાતીની આજુબાજુ લેપ કરવો.

હે બ્હેનો ! ઉટાંટીયાનો રોગ પણ બાળકને બહુ પીડા કરે છે. એ શરદીથી થાય છે. અને તેને માટે પણ ઉપરનાંજ ઔષધ કહેલાં છે.

હે બ્હેનો ! બાળકને આંચકીનો ઉપદ્રવ થાય છે. અને તે દાંત આવે છે તે વખતે થાય છે. તે વખતે મગજ ઉપર ઠંડા પાણીનાં પોતાં લપેટી રાખવાં, અને એક વાલ ટંકણખાર અગ્નિમાં ફુલાવી ધાવણ સાથે મેળવી આપવો. તથા ગોરોચન ઘસી પાવું.

હે બ્હેનો ! ફુવડ સ્ત્રીઓ કાળજી નહિ રાખતી હોવાથી બાળકના માથામાં ખોડો થાય છે. અને જુવો પડે છે. ત્યારે પાપડીયો ખારો પાણીમાં મેળવી માથું ધોવું અથવા ઉજળી ખાંડને લીંબુના રસમાં મેળવી માથું ચોળવું. તેથી તમામ ખોડો કે જુ હશે તે નીકળી જઇ વાળ સાફ થશે.

હે બ્હેનો ! બાળકને ઉલટી થતી હોય તો ભોયરીંગણીના ડોડવાંનો રસ, પીપળી મુળ, ચવક, ચિત્રક, અને સુંઠ તે સર્વેને વાટી મધમાં કે ઘીમાં મેળવી બાલકને ચટાડવું.

હે બ્હેનો ! રતવા એ એક જાતનો ગરમીનો રોગ છે. તે થવાથી તાવ, ઝાડો, અને ઉલટી થાય છે. શરીર લાલચોળ થઇ જાય છે. તેવા રોગ માટે જુના વાંસની ગાંઠ ઘસી શરીરે ચોપડવાથી અગ્નિ શમે છે. તથા હેમકંદ, રતવેલીઓ, કાળો હંસરાજ, ચીનીકબાલા, વાળો, સુખડ અને સોનાંગેરૂએ સર્વેને સમભાગે લેઇ વાટીને ચોપડવાથી તે મટે

છે અથવા તો ગરમાળાની છાલ અને બેઢાંનો ભુકો સરખે ભાગે લેઇ વાટી ખદખદાવી તેને ચોપડવામાં આવે તોપણ મટે છે.

હે બહેનો! બાલકને રમાડતાં અથવા કોઇ રીતે પછડવાથી ગળું પડે છે. તેને માટે સીંધવ, વજ, બાવચી, હળદર, મરી, પીપર એ સઘળાં સમભાગે લેઇ ખાંડી, કપડ છાણ કરી મધ સાથે તે ચટાડવામાં આવે તો તે મટે છે.

હે બહેનો! બાળકને પેટમાં કૃમીનો વ્યાધિ થાય છે. એક બે વર્ષના બાળકના પેટમાં જો તે રોગ થએલો માલમ પડે તો તેને કપીલો વાટી દહીમાં પાવાથી કૃમી મરી જાય છે અથવા બહાર નીકળી જાય છે. તેમ દાડમની છાલને પાણીમાં ઉકાળી પાવાથી પણ કૃમી નીકળી પડે છે.

હે બહેનો! બાળકને અવ્યવસ્થિત રીતે ધવરાવાથી માતાના સ્તનની ડીંટડી ઉપર ચાંદાં પડે છે એ વખતે ઓ-લીવનું તેલ ચોપડી શેક કરવો. અથવા તેપર ત્રણ ચાર ઘઉં ભાર ફટકડીને પાણી તોલા અઢીમાં મેળવી લગાડવું. જો કદાચ સોજો હોય તો સોનાગેરૂ, મરવો, સુખડ, અને સુંઠ એ સમભાગે લેઇ બારીક વાટી તેનો ગુલાબજલમાં લેપ ક-રવો. વળી જો સ્તન પાકી સણકા મારતું હોય તો ખસખ-સના ડોડાંને પાણીમાં ઉકાળી તેનો શેક કરવો અથવા લીમ-ડાનાં પાંદડાં ઉન્હાં કરીને બાંધવાં. તેમ સુખડ અને રતાં-જલી ઘસાને ચોપડવાથી પણ આરામ થાય છે.

હે બહેનો! બચ્ચાંને બીજે ત્રીજે દિવસે હઇડ, કંકુ,

કરીયાતું, અને સંચળ તથા એળીયો અને વાવડીંગ ગસી પાવાથી તેના પેટમાં કાંઇ બીગાડ નહિ રહેતાં ઝાડો સાફ આવી તે શરીરે તંદુરસ્ત રહેશે. માટે માયાળુ જનેતાએ જરૂર આ બાબતપર ધ્યાન આપવાનું છે.

હે બહેનો! વળી બાળકને ઘણી વખત ઉઠરસ થાય છે. કાળજામાં કફ બોલે છે. તે વખતે નાગરવેલના પાનમાં ખેરસાળ મેળવી બચ્ચાને પાવાથી આરામ થાય છે.

હે બહેનો! ઉપર બાળકો માટેના ઔષધો મેં તમને કહ્યાં. હવે તમને કેટલાક સાધારણ વ્યાધિઓ અને તેનાં ઔષધ કે જે સ્ત્રીઓને જાણવાં બહુ અગત્યનાં છે. તે કહી બતાવું છું તે ધ્યાનમાં લેશો.

હે બહેનો! કેટલીક વખતે મોંમાંથી નિદ્રા વખતે લાળ પડે છે તો તે થોડા દિવસ મીઠાનું પાણી પાવાથી મટે છે.

હે બહેનો! ખાંસી અથવા બીજા કોઇ કારણથી છાતીમાં દુખાવો થાય તો તે ઉપર જુનામાંજુનુ ઘી ચોળવાથી મટે છે.

હે બહેનો! ઉંચેથી પડી જવાથી શરીરમાં કળતર થાય તો ટરપીનટાઇન તેલને ખુબ ઘસી ચોપડી શેક કરવાથી મટે છે.

હે બહેનો! જો લાલ અથવા સફેદ મરડો થતો હોય તો કાચા બીલાને દેવતામાં બાળી અથવા પાકાં બીલાં થોડા દીવસ ખાવાથી મટે છે.

હે બહેનો ! કદાચ અકસ્માત બે ચાર ઝાડા થઈ લોહી પડે તો જાસુતીના પુલનાં પાંદડાં અને સાઠીચોખા અડધો શેર પાણીમાં ખુબ મસળી ફક્ત તે પાણી પીવાથી લોહી બંધ થશે અને આરામ થશે.

હે બહેનો ! ખાધા પછી અથવા બીજે વખતે જો છાતીમાં દાહ બળતો જણાય તો કળીચુનાનું પાણી કરી થોડો વખત તે સ્વચ્છ થાય ત્યાં સુધી રહેવા દેઇ પછી દરરોજ બે તોલા સવારમાં તે પાણી થોડા દિવસ પીવામાં આ- વેથી આરામ થશે.

હે બહેનો ! વળી રજોદર્શન થવાની સાથે ઘણી વખત સ્રીઓનો ડાબી તરફનો પેઢાનો ભાગ દુઃખે છે. અને ઘણી વખત તે ગોળા જેવો ચઢી આવેછે. તેથી સ્રીઓની છાતીમાં ગભરામણ થાય છે. દમ રોકાય છે અને તેથી ઘણી પીડા થાય છે, એટલેથી તેનો અંત આવતો નથી પણ એ મરજ સ્રીઓને બચ્ચું થવા દેતું નથી. એ દરદ દૂર થવા માટે અડધો તોલો આદુ, પા તોલો સંચળ અને પાંચ તોલા કાળી તુળસીનાં પાંદડાં એ સર્વેને વાટી ત્રણ ગોળીઓ કરી સવાર, બપોર અને સાંજે એમ ચાર દીવસ ખાવાથી દુખાવ બંધ થઇ જઈ આરામ થશે. અગર જો બે ચાર રજોદર્શન વખતે ઉપર મુજબ જો ગોળી ખાવામાં આવે તો તેવું દુઃખ પછી કદી પણ થશે નહીં.

હે બહેનો ! શરદી થઇ હોય તો કાળાં મરીનો ભુકો

ઘી સાથે મેળવી ચાટી જવાથી આરામ થશે.

હે બહેનો! મરી, હળધર, સાકર અને મધ એ ચાર વસ્તુ સમભાગે લેઇ રાત્રે સુતી વખતે બે ત્રણ દીવસ ચાટવાથી ગમે તેવી ઉદરસ હોય તો તે મટે છે.

હે બહેનો! ભમર તથા કપાળમાં કળતર થાય તો લીલી હળધર વાટી માખણ સાથે ચોપડવાથી મટે છે. તથા નાળીએરનું કોમળ ફુલ વાટી ચોપડવાથી પણ આરામ થાય છે.

હે બહેનો! માથામાં બળતરા થતી હોય તો તે ગુલાબજળ અને પાનનો રસ, એ બંને ચોપડવાથી મટે છે.

હે બહેનો! કોઈ ભાગ કપાઈ જાય તો થોડુક લીલું દરભઘાસ દાંતથી ચાવી તે ઘાપર ચોહોડી તેપર ભીના લૂગડાનો પાટો બાંધવાથી જખમ રૂઝઇ આરામ થશે.

હે બહેનો! અજીર્ણ થઇ પેટમાં ચુંક આવે તો થોડુંક આદુ અને સંચળ ચાવીને તેપર થોડું ગરમ પાણી પીવાથી તરત આરામ થશે.

હે બહેનો! શરીરનો કોઇ ભાગ અગ્નિથી દઝાઈ બળી જાય તો ત્યાં ચુનો અથવા કાળી સહી ચોપડવાથી બળતરા કમી થઇ ફોલ્લો થતો નથી

હે બહેનો! વીંછી કરડયો હોય તો નવસાર અને ચુનો એકઠો કરી ખુબ જોરમાં સુઘવો અને તે ડંખપર લગાડવાથી દરદ મટે છે.

હે બહેનો ! વળી મરડો થઈ પેટમાં અતિશય ચુંક આવતી હોય તો અડધા પૈસાની આવચીબાવચી લઈ અડધા શેર પાણીમાં થોડો વખત પલાળી રાખી જ્યારે સફેદ થઇ જાય ત્યારે તેમાં થોડી સાકર અને ચાર ગ્રેન કવીનાઇન સાલ્ફેટ નાખી પીવાથી તુરત ચુંક બંધ થઇ મરડો મટી જાય છે.

હે બહેનો ! ઘણી સ્ત્રીઓને હાથપગના તળીઆચે બળતરા થાય છે. તેને માટે મોગરો અથવા ચંબેલીના તેલની સાથે થોડું પાણી મેળવી ચોપડવાથી મટે છે.

હે બહેનો ! લોહી બંધ થઇ કોઇ જગ્યામાં દુખાવ થાય તો સરસીઆના તેલની સાથે કપૂર મેળવી તે જગ્યામાં થોડોક વખત સુધી ચોપડવાથી દુખાવો નાશ થાય છે.

હે બહેનો ! હાથપગ અથવા બીજી કોઇ જગાની નસ ખેંચાઈ જાય તો ત્યાં અફીણ ગરમ કરી ચોપડવાથી મટે છે.

---

## દિવસ ૧૧ મો.

## ઉપસંહાર.

હે માયાળુ બહેનો ! દસ દિવસ સુધી આપની સમક્ષ મેં આર્ય મહિલાઓના શાસ્ત્રોક્ત ધર્મો કથ્યા, જેનું આપે પૂર્ણ શ્રદ્ધાથી શ્રવણ કર્યું છે, જે જોઇ મને અત્યાનંદ પ્રાપ્ત

થયો છે. હવે બહેનો આજનો છેલ્લો દિવસ કે જે ઉપસં-હાર સાથે પૂર્ણ કરવા માગુ છું તે તરફ આપનું લક્ષ દોરશો.

હે બહેનો ! આગળ આપણે કહી ગયા છીએ કેઃ– न भजेत्स्त्रीस्वतन्त्रताम् એટલે કે સ્ત્રીએ કોઈ દિવસ સ્વતંત્ર વર્તવું નહી. અને त्पाणि ग्राहस्य यौवने એટલે યુવાવસ્થામાં પતિને વશ રહેવા કહેલું છે તો યોવનાવસ્થામાં જેની તે તાબેદાર ભાર્યા થઇને રહે છે, એવો જે તેનો પતિ તેના ઉપર તેની નૌકાનો આધાર રહેલો હોય છે. કારણુ શાસ્ત્રમાં પણ પ્રમાણ સિદ્ધ કહેલું છે કે જેવો તેનો પતિ તેવા તે સ્ત્રીમાં ગુણ આવે છે. જુઓ તેને માટે આપણા પૂજ્યપાદ મનુ મહારાજ કહે છે કેઃ—

याद्दग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
ताद्दग्गुणासाभवति समुद्रेणेव निम्नगा ॥

मनु. अ. ९–२२.

શાસ્ત્રોક્ત વિધિથી જે પુરૂષની સાથે જે સ્ત્રી પરણે છે, તે પુરૂષના જેવા ગુણ હોય તેવા ગુણ તેની સ્ત્રીમાં પણ આવે છે જેમકે, નદી સમુદ્રની સાથે મળે છે ત્યારે સમુદ્રના ગુણો નદીમાં આવે છે.

વળીઃ—

अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा ।
सारंगी मंदपालेन जगामाभ्यर्हणीयताम् ॥

मनु. अ. ९–२३

અક્ષમાલા, નીચ કુળની સ્ત્રી હતી પરંતુ વસિષ્ટ ઋષિને પરણી

હતી તથા સારંગી મંદપાળ ઋષિને પરણી હતી, તેથી તે બંને સ્ત્રીઓ પૂજ્યપદ્દીને પામી હતી.

માટે જેની સાથે પોતાની જીંદગી બાંધી છે એવા પતિએ પણ કેવા ગુણ ગ્રહણ કરવા જોઇએ એને માટે જો હું આ વિષયને અંગે બોલીશ તો તે અયુક્ત ગણાશે નહિ.

હે બહેનો! લગ્ન કરતી વખતે તે પુરૂષ સ્ત્રીની સાથે વર્તવા કેવી પ્રતિજ્ઞાથી અગ્નિ, દેવ, ગાંધર્વો, લોકપાલો વિગેરે સમક્ષ બંધાય છે તે હું સંક્ષેપમાં જણાવું છું.

જે સમયે કાર્ય કર્તા કન્યાને યજ્ઞમંડપમાં લાવી વરના સામા બેસારે છે તે વખતે વર કહે છે કેઃ—

ॐ समञ्जन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ।
संमातरिश्वा सं धाता समु देष्ट्री दधातु नौ ॥१॥

હે વિશ્વે દેવા! આયજ્ઞશાળામાં બેઠેલા વિદ્વાન લોકો અમો બંનેને નિશ્ચય પૂર્વક જાણે કે અમારી પ્રસન્નતા પૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકત્ર રહેવાને સારૂં અમો એકબીજાનો સ્વીકાર કરીએ છીએ. અમો બનેનાં હૃદય જળની માફક શાન્ત અને એકબીજાથી મળેલાં રાખીશું. જેમ પ્રાણવાયુ અમને પ્રિય છે તેમ અમો એકબીજાથી સદા પ્રસન્ન રહીશું. જેમ ધારણ કરવાવાળો એવો પરમાત્મા જેમ બધામાં મળીને સર્વે જગતને ધારણ કરે છે તેમ અમો બંને એકબીજાને ધારણ કરીશું. અને વક્તા જેમ શ્રોતાઓને પ્રીતિ ઉપજાવે છે તેમ અમારો એકમેકનો આત્મા એકબીજાની સાથ દૃઢ પ્રેમને ધારણ કરો.

વળી કહે છે કેઃ—

**ॐ गृभ्णामी ते सौभगत्वाय हस्तं मया पत्याजरदृष्टिर्यथासः**
**भगोअर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥**

पारस्कर गृह्य सूत्र.

હે સ્ત્રી ઐશ્વર્ય, સુસન્તાનાદિ સૌભાગ્યની ચડતી થવા સારૂં હું તારો હાથ ઝાલું છું. તું મારી સાથે વૃદ્ધાવસ્થા સુધી સુખરૂપ રહે. સકલ ઐશ્વર્ય યુક્ત ન્યાયકારી સર્વ જગતની ઉત્પત્તિના કર્તા બહુ પ્રકારના જગતના ધારણ કરનાર પરમાત્મા અને આ સભા મંડપમાં બેઠેલા વિદ્વાન લોક ગૃહાશ્રમ કર્મના અનુષ્ઠાનને લીધે તુ સ્ત્રીને મને આપે છે. જેથી આજથી તુ મારે હસ્તે અને હું તારી સાથે વેચાઇ ચુક્યા છીએ. જેથી આપણ એકબીજાં સાથે કદી પણ અપ્રિયાચરણ કરીશું નહીં.

હે બહેનો ! વળી જુઓ તે શું કહે છે કેઃ—

**ॐ भगस्ते हस्त मग्र भीत् सविता हस्त मग्र भीत् ।**
**पत्नीत्वमसि धर्मणाहं गृहपति स्तव ॥**

હે પ્રિયે ! ઐશ્વર્ય યુક્ત હું તારા હાથને ગ્રહણ કરૂં છું. તથા ધર્મયુક્ત માર્ગમાં પ્રેરક હું તારો હાથ ગ્રહણ કરી ચુક્યો છું. તુ ધર્મે કરીને મારી પત્ની, ભાર્યા છે અને હું ધર્મે કરીને તારો ગૃહપતિ છું.

**ममेयमस्तु पोष्यामह्यं त्वादाद् बृहस्पतिः ।**
**मयापत्या प्रजावातिशंजीव शरदः शतम् ॥**

હે સ્ત્રી ! સર્વ જગતના પાલણ કરનાર પરમાત્માએ જે તને મારૂં અર્પણ કર્યું છે એવી તું આખા જગતભરમાં મારી પોષણ કરવા યોગ્ય પત્ની છે. હે પ્રજાવતી તુ હું પતિની સાથે સો શરદ્ઋતુ પર્યંત સુખ પૂર્વક જીવન ધારણ કર.

વળી:—

**अहं विष्यामि मयिरूपमस्या वेददित्पश्यन्मनसा**
**कुलायमन स्तेयमद्‌भि मनसोदमुच्येस्त्वयं**
**श्रन्थानो वरूणस्य पाशान् ॥१६॥**

હે કલ્યાણ કોડે ! જેમ મનથી કુળની વૃદ્ધિને જોતો હવો એવો હું આ તારારૂપને પ્રીતિથી પ્રાપ્ત અને તેમાં પ્રેમદ્વારા વ્યાપ્ત થઉં છું. તેમજ તું મારી સ્ત્રી મારામાં પ્રેમથી વ્યાપ્ત થઇને અનુકૂળ વ્યવહારને પ્રાપ્ત થા. હું તુજ સ્ત્રી સાથ મનથી પણ ચોરી કરવી છોડી દઉં છું અને કદી ઉત્તમ પદાર્થની ચોરીથી પણ કદી ભોગ કરીશ નહીં. અને સ્વપુરૂષાર્થથી શિથિલ થઇને પણ ઉત્કૃષ્ટ વ્યવહારમાં વિઘ્નરૂપ દુર્વ્યસની પુરૂષના બંધનોને દૂર કરૂં છું.

વળી:—

**ॐ अमोऽहमस्मिसात्त्वꣳ सात्वमस्यमोऽ अहम्**
**सामाहमस्मिऋक्त्वं द्यौ रहं पृथिवी त्वं**
**तावेहि विवहावहै सहरेतोदधाव है ॥१७॥**

હે સ્ત્રી જેમ હું જ્ઞાનવાન જ્ઞાનપૂર્વક તને ગ્રહણ કરવાવાળો થઉં છું. તેમ તુ પણ જ્ઞાનપૂર્વક મને ગ્રહણ કરવાવાળી છે. હું પૂર્ણ પ્રેમથી તને ગ્રહણ કરૂં છું એટલે મારી ગ્રહણ કરેલી એવી તું મને પણ ગ્રહણ કરે છે. હું સામ વેદની પેઠે પ્રશંસિત છું અને તું ઋગ વેદ પ્રમાણે પ્રશંસિત છે.

હે બહેનો ! વળી કહે છે કે:—

ॐ ममव्रते ते हृदयं दधामि ममाचित्तमनु चित्तं ते अस्तु ।
मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥

पारस्कर गृह सूत्र.

હે વધૂ તારા અંતઃકરણ અને આત્માને મારા કર્મને અનુકૂળ ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂળ તારૂ ચિત્ત સદા રહો. મારી વાણીને તું એકાગ્રચિતે સેવન કર્યા કર. પ્રજાનું પલણ કરવાવાળો પરમાત્મા તને મારે લીધે નિયુક્ત કરે.

હે બહેનો ! ઉપરની રીતે અગ્નિ આદિ દેવો સમક્ષ પુરૂષ પ્રતિજ્ઞા કરી સ્ત્રીનું પાલણ, સંરક્ષણ કરવા બંધાય છે તો તે પુરૂષોએ પોતાની તે દેવતાઓ સમક્ષ લીધેલી પ્રતિજ્ઞા વિસરી ન જતાં સ્ત્રીઓ પ્રત્યે તેઓ ઉપર મુજબ અનન્યભાવના રાખે તો તેના દાસત્વમાં દોરાએલી છે એવી સ્ત્રી કદી પણ આડે રસ્તે ચાલી અધર્માચરણ કરશે નહિ.

હે બહેનો ! જે કુળમાં સ્ત્રીથી પતિ સંતુષ્ટ રહે છે અને ભર્તારથી સ્ત્રી સંતુષ્ટ રહે છે. તે કુળમાં સદા કલ્યાણનો વાસો છે. અને સ્ત્રીઓ જો વસ્ત્રોથી તથા આભૂષણોથી પ્રસન્ન રહે નહીં, તો તે પોતાના પતિને પ્રસન્ન કરી શકે નહિ અને પતિ જો પ્રસન્ન ન રહે, તો સંતતિ એટલે પ્રજા થાય નહીં. માટે પતિએ સ્ત્રીને પ્રસન્ન રાખવી એવી શાસ્ત્રની આજ્ઞા છે.

હે બહેનો ! પુરૂષ જ્યાં સુધી પરણ્યો ન હોય ત્યાં સુધી અરધો કહેવાય છે; કારણ કે એકલા પુરૂષથી કાંઇ પ્રજા ઉત્પન્ન કરી શકાતી નથી, તે સ્ત્રીને પરણ્યા પછી પૂર્ણ થાય

છે ત્યારે પ્રજાને ઉત્પન્ન કરી શકે છે. એવું શ્રુતિ કથે છે તથા સ્ત્રી એ ધર્મ, અર્થ, તથા કામની બાબતમાં પુરૂષને સાહ્ય કરનારી છે. અને પરદેશ જતી વખતે વિશ્વાસ કરવા યોગ્ય પણ તેજ હોય છે. વળી રોગથી પીડાતા અને દુઃખ પામેલા દુઃખી પુરૂષને નિત્ય સ્ત્રીના સમાન બીજું કોઇ પણ ઔાષધ નથી.

હે બહેનો ! જગત્‌માં પુરૂષને સ્ત્રીના જેવું સંબંધિ, આધાર તથા ધર્મનો સંગ્રહ કરવામાં સહાય કરનાર બીજું કોઇ પણ નથી. આ લોકમાં સ્ત્રીજ પુરૂષનું અર્ધ અંગ તથા ઉત્તમોત્તમ મિત્ર છે. અને સહાય વિનાના પુરૂષને આ જગત્‌માં લોક વ્યવહારાદિ કાર્યમાં સ્ત્રીજ સહાયતા કરનારી છે.

હે બહેનો ! કહ્યું છે કે:—

कान्तारेष्वपि विश्रामो जनस्य गृहिणी मता ।
यः सदारः सविश्वास्य स्तस्माद्दाराः परागतिः ॥

આદિપર્વ.

પુરૂષને અરણ્યમાં પણ એક સ્ત્રી વિસામારૂપ મનાયલી છે તથા જેને સ્ત્રી હોય છે, તે પુરૂષ વિશ્વાસપાત્ર ગણાય છે. માટે સ્ત્રી પુરૂષને એક મોટો આધાર ગણાય છે.

હે બહેનો ! તેટલાજ કારણથી પુરૂષ જો રોજગાર અર્થે પરદેશ જાય તો તેણે પોતાની સ્ત્રીના ભરણપોષણનો બંદોબસ્ત કરીને પછી જવું. કારણ જો કે સ્ત્રી ગમે તેવી સદ્‌ગુણી હોય તો પણ તેને ખાધાપીધાના સાંસા પડે છે તો તે આડે માર્ગે વર્તવા માંડે છે.

હે બહેનો ! જે પુરૂષ પોતાની સ્ત્રીની સંભાળ રાખીને તેને દુરાચરણને રસ્તે જતાં અટકાવે છે, તો તે પુરૂષ પોતાની પ્રજા ઉપર કલંક આવવા દેતો નથી, પોતાનાં ચરિત્રને એટલે આચારને જાળવી શકે છે, કુળની પ્રતિષ્ઠા વધારે છે. આત્માને પ્રસન્ન રાખે છે. અને સ્વધર્મનું પાલન કરી શકે છે.

હે બહેનો ! ઉપરના કારણોથી આ સંસારરૂપી નાવનુ સુકાન જેના હાથમાં રહેલું છે એવા પુરૂષે વેદમાં તથા ધર્મશાસ્ત્રમાં સારી રીતે કહેલા અધ્યયન આદિક સ્વકર્મોના અંગરૂપ અને ધર્મના હેતુરૂપ સદાચરણોનું સેવન કરવું એજ ઉત્તમ પુરૂષનું લક્ષણ છે.

હે બહેનો ! સદાચરણી પુરૂષે પોતાના આયુષ્યના રક્ષણ માટે હમેશાં પાછલી ચાર ઘડી રાત બાકી રહે ત્યારે ઉઠવું; જો તેમ ન બને તો સૂર્યોદયની પહેલાં અડતાલીસ મીનીટે તો અવશ્ય ઉઠવું. ઉઠયા પછી પ્રથમ દિશાએ જઇ મલમૂત્રનો ત્યાગ કરવો, અને દિશાએ જઇ આવ્યા પછી ડાબા હાથમાં દસવાર, બંને હાથમાં સાતવાર અને બંને પગમાં એક એકવાર, એ પ્રમાણે શુદ્ધ મૃત્તિકા લગાડવી અને તેટલીજ વાર જલ વતી તે અંગો ધોવાં.

હે બહેનો ! પ્રાતઃકાળમાં દિશાએ જઇ આવ્યા પછી પ્રથમ દાતણ કરવું, અને તે દાતણ બાર આંગળ લાંબું,

ટચલી આંગળી જેટલુ જાડું, સીધું, ગાંઠ વગરનું અને વ્રણ વગરનું હોવું જોઇએ, દાતણના આગલા ભાગનો કોમળ કુચો કરી, તે ઉપર કોઇ સારૂં દંતમંજન ભભરાવી, તે કુંચાથી દાંતના માંસને, પેઢાંને ઇજા ન આવે તેમ એક એક દાંત ઘસવો. પછી તે દાતણની ચીર કરીને તેથી જીભ ઉપરની ઉલ ઉતારી નાખવી, પછી વડ વગેરે જેમાંથી છીર નીકળતું હોય એવા વૃક્ષોના અથવા તો આંબળાંના ઉકાળાથી અથવા ઠંડા પાણીથી મોઢુ તથા આંખ્યો ધોઇને સાફ કરવાં, એવી રીતે દાતણ કરવાથી મોઢાની દુર્ગન્ધ, દાંતોનો મેલ અને કફ, દૂર થાય છે, મોઢું સ્વચ્છ થાય છે, અન્ન ઉપર રૂચિ થાય છે અને મન પ્રસન્ન રહે છે.

હે બહેનો ! ત્યાર પછી શરીરે તેલ ચોળી થોડી કસરત કરી સ્નાન કરવું.

હે બહેનો ! સ્નાન કરવાથી આપણા મહર્ષિઓએ કેટલો બધો ફાયદો બતાવ્યો છે તે સાંભળો ચરક સૂત્રસ્થાનમાં કહ્યું છે કેઃ—નહાવાથી મેલ, ખરજ, થાક, પરસેવો, આલસ, તરસ, દાહ અને પાપ એટલાંનો નાશ થાય છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને આયુષ્ય, તેજ, બલ તથા પુરૂષપણાની વૃદ્ધિ થાય છે.

હે બહેનો ! ન્હાતી વખતે શરીરે ચણાનો લોટ, અથવા તો ખારો વગેરે ચોળવાથી શરીરની દુર્ગન્ધ, શરીર-

નુ ભારેપણું, આલસ, ખરજ, મેલ, અરૂચિ, પરસેવો તથા બીભત્સપણું દૂર થાય છે.

હે બહેનો ! સ્નાનને અંતે ધોયેલું વસ્ત્ર પહેરી ધોએલું ઉપવસ્ત્ર ધારણ કરવું; પછી પવિત્ર આસન ઉપર બેસીને આચમન લેઈ ॐ अग्निरिति भस्म ઇત્યાદિ મંત્રવડે ડાબા હાથ ઉપર જમણો હાથ રાખી સંપુટ કરેલી ભસ્મ મંત્રી તેમાં ॐ आपो जोतीरसोमृतं એ મંત્ર વડે જલ મિશ્ર કરી બંને હાથની વચલી ત્રણ આંગલીઓ વડે તે ભસ્મને ॐ त्र्यंबकं यजामहे એ મંત્ર બોલી મસળવી પછી સૂર્યને પ્રદર્શિત કરી તે ભસ્મ વડે લલાટ, હૃદય, નાભી કંઠ, ખભા, બાહુઓના સાંધા, પડખાં અને શિર, એ સ્થાને ॐ नमः शिवाय એ મંત્ર વડે ત્રિપુંડ્ર કરવાં.

હે બહેનો ! તે બાદ પ્રાતઃસંધ્યા કરીને ઉભાં ઉભાં ઘણો વખત સૂધી ગાયત્રીનો જપ કરવો તથા સાયંકાલે સાયંસંધ્યા કરીને બેઠાં બેઠાં ગાયત્રીનો જપ કરવો.[1]

હે બહેનો ! ગાયત્રીના જપે કરીનેજ બ્રાહ્મણ મોક્ષ પામવાને યોગ્ય થાય છે; એમાં સંદેહ નથી.

---

આ બાબત આહ્નિક પ્રકાશાદિ પુસ્તકમાં જોવું.

(૧) ॐ भूर्भुवः स्वः ॐतत्सवि, तुर्वरेण्यं भर्गोदेवस्य धीमहि ॥ धियोयोनः प्रचोदयात् ॐ વિગેરે.

હે બહેનો ! ગાયત્રીના જપનું ફલ કર્મ યજ્ઞોના ક-રતાં દસગણું વધારે છે, ઉપાંશુ જપનું એટલે પાસે બેઠેલો પણ ન સાંભળે એવા જપનું સોગણું અધિક ફલ છે તથા માનસિક જપ એટલે ઓઠ પણ હાલે નહીં તેમ મનમાં કરેલા જપનું ફલ હજારગણું વધારે છે એમ શાસ્ત્રકારોએ કહેલું છે.

હે બહેનો ! વળી સંધ્યાના અમોઘ મહિમાને નહિ જાણનારાઓ માટે મહાત્મા મરિચી ઋષિ કહી ગયા છે કે:—

संध्यायेन न विज्ञाता संध्यायेनानुपासिता ।
जीवमानो भवेच्छूद्रोमृतः श्वाचाभिजायते ॥

જેણે સંધ્યા જાણી નથી, અને સંધ્યોપાસના કરી નથી તે દ્વિજને જીવતાં શૂદ્ર જાણવા, અને મૂવા પછી તે કૂતરો થાય છે.

વળી હે બહેનો ! શ્રીદક્ષ નીચેના શ્લોકથી કહે છે કે:—

संध्याहीनोऽशुचिर्नित्य मनर्हः सर्व कर्मसु ।
यदन्यत्कुरुते कर्म न तस्य फल भाग्भवेत् ॥

જે દ્વિજ સંધ્યાહીન છે, તે નિત્ય અપવિત્રને સર્વ કર્મમાં અ-નધિકારી છે. ને જે બીજું ધર્મ સંબંધિ કર્મ તે કરે તેનુ ફલ પણ તેને મળે નહીં.

હે બહેનો:—મનુમહારાજ કહે છે કે:—ઋષિઓ, સંધ્યા વંદન સમયે ઘણો કાલ સુધી ગાયત્રીનો જપ કરવાથી, લાંબા આયુષ્યને, બુદ્ધિને, યશને, કીર્તિને અને બ્રહ્મતેજને પામ્યા હતા; માટે જેને લાંબા આયુષ્ય વગેરેની ઇચ્છા હોય, તેણે સંધ્યા કર્યા પછી બહુ વાર ગાયત્રીનો જપ કરવો.

હે બહેનો:—ગૃહસ્થના ઘરમાં ચુલો, ઘંટી, સાવરણી, ખાંડણી, તથા સાંબેલું અને પાણીનું માટલું, એ પાંચ હિંસાના સ્થાન છે અને તેનો ઘરનાં કામમાં ઉપયોગ કરવાથી ગૃહસ્થ પાપ વડે બંધાય છે. માટે તેના નિવારણાર્થે ગૃહસ્થે દરરોજ પાંચ મહાયજ્ઞો ક્રમવાર કરવા એવું મહર્ષિઓએ કહ્યુ છે.

હે બહેનો:—એ પાંચ મહા યજ્ઞના નામ બ્રહ્મયજ્ઞ,[1] પિતૃયજ્ઞ,[2] દેવયજ્ઞ,[3] ભૂતયજ્ઞ[4] મનુષયજ્ઞ,[5] છે.

હે બહેનો અતિથિ સત્કાર કરવો એ ગૃહસ્થનુ લક્ષણ છે અતિથિ એટલે પારકે ઘેર મેહેમાન દાખલ માત્ર એક રાત્રિ વસનારા બ્રાહ્મણને શાસ્ત્રમાં અતિથિ કહેલો છે

---

૧ વેદ ભણવો તથા ભણાવવો એ બ્રહ્મયજ્ઞ ૨ અન્નથી અથવા પાણીથી પિતૃતર્પણ કરવું તે પિતૃયજ્ઞ, ૩ અગ્નિમાં હોમ કરવો તે દેવયજ્ઞ. ૪ જીવતા પ્રાણીને ખવરાવવું અથવા બલી આપવો તે ભૂત યજ્ઞ. ૫ અતિથિ સેવા કરવી તે મનુષ્ય યજ્ઞ કહેવાય છે.

એક સ્થલે એક તિથિ ઉપરાંત બીજી તિથિ રહેતો નથી, તેથી તે અતિથિ કહેવાય છે.

હે બહેનો પોતાને ઘેર અતિથિ આવે એવા ગૃહસ્થે તેને બેસવા માટે આસન તથા પીવા માટે જલ આપવું અને વિધિપૂર્વક સત્કાર કરીને તેને યથાશક્તિ અન્ન પણ આપવું.

હે બહેનો ! અતિથિનુ સન્માન કરવાથી ધન, યશ, આયૂષ્ય અને સ્વર્ગ મળે છે. એવું માહાત્મા મનુએ કહેલું છે.

હે બહેનો ગૃહસ્થે દેવ, ઋષિ મનુષ્ય, પિતૃઓ અને ગૃહદેવતા, આટલાની પૂજા કરી, તેઓને બલી આપ્યા પછી પોષ્ય મનુષ્યો સાથે પોતે જમવા બેસવું

વળી હે બહેનો ! બ્રાહ્મણ, ક્ષત્રી તથા વૈશ્યે નિત્ય એકાગ્ર ચિત્તે થઇને આચમન કર્યા પછી ભોજન કરવું, તેમજ ભોજન કરી રહ્યા પછી પણ આચમન કરવું અને ઇન્દ્રીયોને પાણીનો સ્પર્શ કરવો.

હે બહેનો અન્નની સર્વદા પૂજા કરવી, તેમાં દૂષણ કાઢયા વિના ખાવું, અન્નને જોઇને હર્ષ પામવો. તથા પ્રસન્ન થવું અને સર્વ પ્રકારે અન્નને અભિવંદન આપવું, અને તેને ભક્તિથી નમસ્કાર કરવા; કારણ અન્નની નિત્ય પૂજા કરવાથી તે બલ અને વિર્ય આપે છે અને પૂજા કર્યા વિના ખાધેલું

અનાજ બલ અને વિર્યનો નાશ કરે છે એવું મનુમહાત્મા કહે છે.

હે બહેનો ! ઉચ્છિષ્ટ એટલે છાંડેલું અન્ન કોઈને પણ આપવું નહિ. દિવસ તથા સંધ્યાકાલના વચલા વખતમાં જમવું નહિ તથા જમતાં જમતાં પોતાની જગ્યાએથી ઉઠીને કયાંઇ જવું પણ નહીં.

હે બહેનો ! પુરૂષે કદી અતિભોજન કરવું નહીં, બે ભાગ અન્નથી પેટ ભરવું, એક ભાગ પાણીથી ભરવો અને એક ભાગ વાતાદિ દોષોના સંચારને માટે ખાલી રહેવા દેવો.

હે બહેનો ! પછી બપોરના ગૃહસ્થે પોતાના રોજગારમાં અથવા શાસ્ત્ર અધ્યયન વિગરેમાં કાલ વ્યતીત કરી રાત્રીએ સુખ રૂપ નિદ્રા લેવી. નિદ્રા ન લેવામાં આવે તો તેથી માણસના આરોગ્ય તથા આયુષ્ય એ બંનેનો નાશ થાય છે. માટે જેને જેટલો અભ્યાસ હોય તેણે તે પ્રમાણે રાત્રીએ વખતને અનુસરીને નિદ્રા કરવી જોઇએ.

હે બહેનો ! ઉપરની રીતે ગૃહસ્થે નિત્યકર્મો કરી સ્વધર્મ તથા સદાચારે વર્તી ચાલવું એજ ઉત્તમ પુરૂષનુ લક્ષણ છે.

હે બહેનો ! સ્ત્રીએ પતિની આજ્ઞા પાળવી તથા એને પ્રસન્ન રાખવામાં પોતે પ્રસન્ન રહેવું એજ દ્દઢ વ્રત

છે અને પતિએ તેને સુરક્ષિત તથા સંતુષ્ટ રાખવી એ યજ્ઞ–એ બે સત્વને ઐક્ય બળે ગૃહસંસારશ્રી પોતાનો યશ પ્રકાશ કરે છે.

હે બહેનો ! ગૃહસંસારમાં સ્ત્રીની યશ વાળી સ્થિતિ,–તે સઘળી વ્યવસ્થા રાખનાર તથા સ્વામીને સહાય રહેનાર અને પંડે શ્રમ લેઇ કામ કરનાર ગૃહરાજ્ય પ્રધાન છે.–એજ છે.

હે બહેનો ! પ્રાચીન મહિલાઓ પોતાનું ઘર તથા પોતાનો વ્યવહાર જાણુતી હતી. આમન્યા પાળતી, ધર્મ ભાવ રાખતી, કુટુંબ દેખી હરખાતી, ધણીને વશ રહી સંતોષે વર્તતી; અને હમણાની સ્ત્રીઓ તો પોતાના પંડની વાત જાણુતી, તથા આમન્યા વિનાની, ધમ રહિત, ધણી વશ રહે તથા હું સ્વતંત્ર ઘરની ઉપરી થાઉં એમ અસંતોષે વર્તનારી છે. હે બહેનો અનાચાર, અને દુરાચારમાં હમણા-ની સ્ત્રીની સંખ્યા આગળના કરતા સોળ ઘણી વધારે હશે.

હે બહેનો! સુધારા વાળાનું નામ ધારણ કરનારાઓ-નો શ્રમ તો જો કે સ્ત્રીઓની સ્થિતિ સારી કરવાનો છે પણ તેઓ પોતેજ મોહિત, નિર્બલ છે એટલે સ્ત્રીઓ પણ ઉન્મત હોયજ અને તેથી ઉમંગ વધ્યો છે, જેને લીધે સંસારી વિષયમાં પણ એ સ્વધર્મે સુઘટિત નથી. ને ઇચ્છિત અર્થ ન મળવાથી તેણીઓ મનસ્વી રીતે વર્તે છે.

હે બહેનો ! નિશાળની સુધરતી જતી પદ્ધતિથી કદાચ કેટલીક સ્ત્રીઓ વાંચતા, લખતાં, ભરતાં, ગૂંથતાં શિખીઓ છે પણ પ્રાચીન વખતમાં ઉંચી જ્ઞાતિમાં કેટલીક સ્ત્રી વિદ્યાભ્યાસ કરતી ને હમણા સર્વ જ્ઞાતિઓને માટે બોધ ચાલે છે (!) આજલગીમાં સ્વભાષા કે પર ભાષામાં વિદ્વાન થઈ પ્રસિદ્ધ પામેલી એવી આખા હિન્દુસ્થાનમાં વીસેક કહીએ પણ એક પણ એવી નથી સંભલાઈ કે જેનું કામ પોતાની જાતિને સુધારવા સંબંધિ મોટુ અગત્યનું થયું હોય (!) આગળ કોઇ કોઇ સ્ત્રી લેણદેણ કે વ્યાજ વટંતરના ગણિતમાં કુશલ હતી પણ હમણાં થોડીકનીજ રૂચિ ગણિત વિષયમાં જણાય છે (!) માટે સ્ત્રી કેળવણી નિશાળોથી એ બોલવું અર્થ રહિત છે. અગિયાર બારની વય લગી ભણતી ને તે નિશાળમાંના પાઠ એથી શું ? ! ભણેલી સ્ત્રીઓની વૃત્તિ શોખ ભણી છે પણ ધર્મ નીતિ ભણી દેખાતી નથી. !

હે બહેનો! સ્ત્રીઓ વિષે આપણા લોકમાં મતફેર છેઃ– અને તે કાળકાળના લોકની ધર્મ બુદ્ધિ તથા પ્રેમ વૃત્તિ જુદી જુદી હોવાથી છે. મહાત્માઓએ સ્ત્રી પુરૂષના સંબંધમાં ધર્મ રહિત સ્નેહને અધમ કહેલો છે અને તે દુઃખદ છે. સ્નેહના ધર્મમાં રજોગુણનો ન્યાય ઇચ્છતો તે શ્રેષ્ઠ અને સત્વ ગુણનો પોતાનું વ્રત દૃઢ પાળતો તે અધિક શ્રેષ્ઠ સ્નેહ કહ્યા છે.

અને સામાન્ય પક્ષે સધર્મ સ્નેહ તેને ઉત્તમ સ્નેહ કહ્યો છે; અને એજ સ્નેહ આર્યનો નિત્ય કલ્યાણકારક છે. વર્તમાનમાં ચાલતો સ્નેહ ધર્મ રહિત જણાય છે.

હે બહેનો ! ત્યારે હવે આર્ય સ્ત્રીઓનો ગૃહ સંસાર કયારે વ્યવસ્થિત થશે એજ પ્રશ્ન રહે છે અને તેને માટે તમોને જણાવુંછું કેઃ-જ્યારે વિદ્યા વિચારે પુરૂષ પોતાનું સ્વરૂપ સમજશે ત્યારે પરદેશી પરધર્મી વિચાર જે આપણા ઘરમાં પ્રવેશ્યા છે તે જતા થશે; અને પોતાનાજ નિત્ય ધર્મના નિર્મલ સતેજ જ્ઞાન પ્રવાહે આપણા ઘર ધોવાઇ પવિત્ર થશે; જ્યારે પુરૂષો અને સ્ત્રીઓ પોતપોતાના ધર્મની ઉપાસક થશે; ત્યારે હે બહેનો ! આર્ય ગૃહસંસાર સધર્મ સ્નેહે પાછો ઉત્તમ વ્યવસ્થિત થઇ શોભશે. જ્યારે આર્ય મહિલાઓ આપણી પૂર્વની બ્રાહ્મણી, ક્ષત્રાણી, વૈશ્યાણીમાંની ઉત્તમ ઉત્તમનીગુણ મૂર્તિઓનાં મંગલ દર્શન કરશે (તેમનાં ઉત્તમ ચરિત્રોનું એક ચિત્ત અવલોકન કરશે) અને વળી કેટલીક પોતાના દૃષ્ટિ માર્ગમાં આધુનિક કાલની સર્વે ધર્મનીને સર્વે વર્ગની ઉત્તમ સ્ત્રીઓને પણ સાવધાનપણે નિહાલી લેશે; ત્યારે આર્ય સ્ત્રીઓ પોતાની મેળે અને સંતતિદ્વારા સ્ત્રી જાતિમાં પોતાનું ધર્મે કરીને ઉચ્ચપણું અને સામર્થ્યે કરીને મોટપણું સુંદર રીતે દાખવશે અને ત્યારેજ આર્ય ગૃહસંસાર ધર્મ, અર્થ, અને કામ એણે સંપન્ન એવો જગતમાં પ્રકાશશે. ઇતિ શિવં ૐ શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

ઉપર પ્રમાણે સાધ્વી બાઇનું વ્યાખ્યાન સમાપ્ત થતાં નીચે પ્રમાણે ઇશ્વર સ્તવન શરૂ થયું:—

॥ स्तोत्रम् ॥

ॐ नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्व्व लोकाश्रयाय ।
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणेव्यापिने शाश्वताय ॥
त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं
त्वमेकं जगत्पालकं स्वप्रकाशं ।
त्वमेकं जगत्कर्तृ पातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्व्विकल्पं ॥
भयानां भयं भीषणं भीषणानां
गतिः प्राणिनां पावनं पावनानां ।
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं
परेषां परं रक्षणं रक्षणानां ॥
वयन्त्वां स्मरामो वयन्त्वां भजामो
वयन्त्वां जगत्साक्षिरूपं नमामः ।
सदेकं निधानं निरालम्बमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः ॥

તમો સત્સ્વરૂપ, જગતનું કારણ, જ્ઞાન સ્વરૂપ અને સર્વનો આશ્રય છો, તમને નમસ્કાર છે. તમો મુક્તિદાતા અદ્વિતીય, નિત્ય અને સર્વ વ્યાપી બ્રહ્મ છો, તમને નમસ્કાર છે. તમે સર્વેનું આશ્રયસ્થાન છો, તમે કેવળ વરણીય છો, તમે એકલાજ જગતના પાલક અને સર્વ પ્રકાશ છો; તમે જગતના સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયકર્તા તમે સર્વથી શ્રેષ્ટ છો, તમે નિશ્ચલ અને દ્વિધાશન્ય છો, તમે સર્વ ભયના ભય અને ભયાનકના ભયાનક છો. તમે પ્રાણિઓની ગતિ તથા પાવનના પાવન છો; તમે મહા ઉચ્ચ સ્થાને છો, અને સર્વના નિયંતા છો, શ્રેષ્ટથી પણ શ્રેષ્ટ અને રક્ષકોના રક્ષક છો. અમે તમારૂં સ્મરણ કરીએ છીએ, તમે જગતના સાક્ષી છો. અમે તમને નમસ્કાર કરીએ છીએ; તમે સત્ય સ્વરૂપ, આશ્રય સ્વરૂપ, અવલંબન વગરના સંસાર સાગરની નૌકા રૂપ એવા અદ્વિતીય ઇશ્વરછો અમે તમારે શરણે જઇએ છીએ.

## प्रार्थना.

असतोमा सद्गमय तमसोमा ज्योतिर्गमय

मृत्योर्माऽमृतं गमय आविराविर्म्मएधि ।

रुद्रयत्ते दक्षिणं मुखं ते न मां पाहिनित्यं ।

અસતથી અમને સત્સ્વરૂપમાં લઇ જાઓ, અંધકારથી અમને જ્યોતિઃ સ્વરૂપમાં લેઇ જાઓ, મૃત્યુથી અમને અમૃત સ્વરૂપમાં લેઇ જાઓ; હે સ્વપ્રકાશ ! અમારી આગળ પ્રકાશિત થાઓ. રૂદ્ર ! તમારા પ્રસન્ન મુખથી અમારૂં સર્વદા રક્ષણ કરો.

## उपसंहारः

ॐ यएकोवर्णा बहुधाशक्तियोगात्

वर्णाननेकान्नि हिंतार्थो दधाति ।
विचैति चान्ते विश्वमादौ सदेव सनो बुद्धया
शुभया संयुनक्तु ॥

જે એક અને વર્ણ વગરનો છે, અને જે પ્રજાનાં પ્રયોજન જાણીને ઘણા પ્રકારની શક્તિના યોગ વિવિધ કામ્ય વસ્તુ આપે છે, આખુ બ્રહ્માંડ પ્રથમથી જેનામાં વ્યાપ્ત થઇ રહેલું છે, તે દીપ્યમાન પરમેશ્વર અમને શુભ બુદ્ધિ આપો. ॐ शान्तिः शान्तिः शान्तिः हरिःॐ॥

ઉપરૂ પ્રમાણે ઇશ્વર સ્તવન થઇ રહેતાં સર્વે મહિલાઓ તરફથી મહાદેવી સાધ્વી બાઇની આરતી ઉતારવામાં આવી અને આનંદ, આનંદ અને હર્ષના ઘોષ વચ્ચે મહાદેવીપર પુષ્પવૃષ્ટિ થઈ રહી. મહિલાઓ તરફથી મહાદેવીનો મોટો ઉપકાર માનવામાં આવ્યો. બાદ એક મોટા વરઘોડાના જેવા દબાવથી આ મહોત્સવ ઉજવી સાધ્વી બાઇને તેઓના ઉતારે લઇ જવામાં આવ્યાં. સાધ્વી બાઇ તેજ દિવસે રાતની મેલમાં બીજે દેશ પ્રયાણ કરનાર હોવાથી આ માંગલિક મેળાવડામાં ભાગ લેનારી મહિલાઓ ઘણા આનંદ અને ઉત્સાહથી તેમણે લીધેલા શ્રમનો બીજી વખત ઉપકાર માની ફરી દર્શન દેવા વિનતી કરી આશીર્વાદ લેઇ ઘેર વિદાય થઇ. અને તેજ રાત્રે નવની ટ્રેનમાં બેશી સાધ્વી બાઇ આ શહેર છોડી બીજે દેશ પધાર્યા.

**સમાપ્ત.**

## આ પુસ્તકને અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં મુબારક નામનું લીષ્ટ.

### ખંભાત.

| | પ્રત. |
|---|---|
| મેહેરબાન રા. બા. માધવરામ હરિનારાયણ વ્યાસ ખંભાત સ્ટેટના દિવાન સાહેબ | ૧૦૦ |
| રા. રા. વૈદ્ય શાસ્ત્રી કૃપાશંકર લલ્લુભાઈ પંડ્યા શ્રીમદ્ દેવકીનંદનાચાર્યશ્રીના વૈદ્ય. | ૨૫ |
| રા. રા. હીમતલાલ નાથાલાલ યાજ્ઞિક ડ્રોઇંગ માસ્તર | ૧૫ |
| રા. રા. ભાઇલાલ લલ્લુભાઇ પંડ્યા સ્ટેટ સરવેયર સાહેબ | ૧૫ |
| રા. રા. ભાઇલાલભાઇ મનસુખરામ મહેતા ફોજદાર સાહેબ | ૧૦ |
| રા. રા. હીરાલાલ મણિલાલ ધ્રુવ શાળાધિકારી સાહેબ | ૧૦ |
| રા. રા. છોટાલાલ મોતીરામ પંડ્યા | ૧૦ |
| રા. રા. જીવણલાલ રૂપશંકર પંડ્યા તજવીજદાર રેવન્યુકોર્ટ | ૫ |
| રા. રા. વકીલ રામનારાયણ નાનાભાઇ | ૨ |
| રા. રા. વકીલ ગણપતભાઇ મોતીભાઇ | ૨ |
| રા. રા. મયાશંકર પ્રભાશંકર વ્યાસ તપાસણી દારોગા સાહેબ | ૧ |
| રા. રા. હરિપ્રસાદ કુશળરામ દેસાઈ | ૧ |
| રા. રા. કૃષ્ણલાલ નારણજી ઈંગ્લીશ કલાર્ક હજુરકોર્ટ | ૧ |
| રા. રા. દીપચંદ પાનાચંદ. કારકુન–હજુરકોર્ટ | ૧ |
| રા. રા. બકોરદાસ પીતામ્બરદાસ દીવાનીકોર્ટના નાજર સાહેબ | ૧ |
| રા. રા. માણેકલાલ મુલચંદ કારકુન–હજુરકોર્ટ | ૧ |
| રા. રા. મોતીરામ મયારામ સીરસ્તેદાર–ન્યાયાધીશકોર્ટ | ૧ |
| રા. રા. જટાશંકર ગંગાશંકર કારકુન–સ્ટેટ ઇજનેર ઓફીસ | ૧ |
| રા. રા. નરોતમદાસ પોચાભાઈ કારકુન–સ્ટેટ ઇજનેર ઓફીસ | ૧ |
| રા. રા. છગનલાલ હરીવલભદાસ ” | ૧ |
| રા. રા. છોટાલાલ કૃષ્ણાવલવદાસ તજવીજદાર રેવન્યુકોર્ટ | ૧ |

## અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોનાં નામ.

| | |
|---|---|
| રા. રા. કેશવલાલ અમરતલાલ લાલાજી કારકુન—ન્યાયાધીશકોર્ટ | ૧ |
| રા. રા. ઠાકોરલાલ મણીલાલ કારકુન—ન્યાયાધીશકોર્ટ | ૧ |
| રા. રા. હીરાલાલ મથુરાલાલ મહેતા કારકુન—ન્યાયાધીશકોર્ટ | ૧ |
| રા. રા. કેશવલાલ પ્રાણશંકર કારકુન—માજીસ્ટ્રેટકોર્ટ | ૧ |
| મે. આગા મહમદ કાજમ (ઉર્ફે) આગા ખલીલ વા. આગા અબદુલ જમીલ ઇરપહાની | ૧ |
| રા. રા. પા. અમરતલાલ હીરાલાલ | ૧ |
| રા. રા. વ્યાસ જીવશંકર જગજીવન સંગિત કલાશિક્ષક | ૧ |
| રા. રા. શંકરલાલ દામોદર ચીટનીસ વહીવટદારકોર્ટ | ૧ |
| રા. રા. વ્યાસ દયાશંકર નારાયણ તલાટી | ૧ |
| રા. રા. ગણપતરામ સામળભાઇ તલાટી | ૧ |
| રા. રા. ઠાકોરલાલ કેશવલાલ ઇન્સ્પેકટર | ૧ |
| રા. રા. શા. લાખાભાઇ અમીચંદ | ૧ |
| રા. રા. નર્મદાશંકર સોમેશ્વર શુકલ | ૧ |
| રા. રા. બાપુલાલ હરજી મકવાણા કારકુન પોલીસ સુપ્રી. ઓફીસ. | ૧ |
| રા. રા. જેઠાલાલ નાનાલાલ લાલાજી ,, | ૧ |
| રા. રા. નગીનદાસ સકલચંદ મોદીખાનાના દારોગા સાહેબ | ૧ |
| રા. રા. હરજીવનદાસ સોમચંદ મોદી કારકુન—મોદીખાના | ૧ |
| રા. રા. મંગળદાસ માણેકલાલ | ૧ |
| રા. રા. મુલચંદ ગાંડાભાઇ પ્રાયમર કલાસ હાઇસ્કુલ | ૧ |
| રા. રા. રેવાશંકર મનસુખરામ કંપૌન્ડર—કેનેડી હોસ્પીટાલ | ૧ |
| મુનશી. મોહમદ ઇસમાઇલ તારમોહમદ કંપૌન્ડર—કેનેડી હોસ્પીટાલ | ૧ |
| રા. રા. મણીલાલ મોતીરામ ત્રિવેદી સરકારી ગુજરાતી બ્રાંચસ્કુલના હેડ માસ્તર | ૧ |
| રા. રા. પા. રૂપચંદ ભોગીલાલ | ૧ |
| રા. રા. દામોદર હીરાલાલ બુકસેલર | ૧ |
| રા. રા. મગનલાલ નરોતમદાસ સીગનલર ખંભાત સ્ટેશન. | ૧ |
| રા. રા. મણીભાઇ છોટાભાઇ c/o સ્ટેટ ઇજનેર સાહેબ. ખંભાત. | ૧ |
| રા. રા. નારાયણસીંગજી કીશનસીંગજી કેરેજ ફીટર ખંભાત. સ્ટેશન. | ૧ |

## અગાઉથી આશ્રય આપનાર ગૃહસ્થોના નામ.

રા. રા. નાનાલાલ રૂગનાથ કમ્પોઝીટર. દરબારી પ્રેસ. ૧
રા. રા. હીરાલાલ ભાઇજી. ૧

**વડોદરા.**

રા. રા. ઘનસ્યામભાઇ બાપુભાઇ રાજ્યવૈદ્ય ૧૫
રા. રા. ભાનશંકર મણીશંકર ભટ્ટ ૧
રા. રા. ઉમેદભાઇ ડાહ્યાભાઇ (બાપુ) અમીન કોન્ટ્રાકટર–વડોદરા સ્ટેટ ૨
રા. રા. કાલીદાસ લાલભાઇ **સુરત.** ૧

**મહુવા.**

રા. રા. ગણપતલાલ ચુનીલાલ દેશાઇ ૫
રા. રા. નાથાભાઇ નહાલચંદ પોસ્ટ માસ્તર સાહેબ ૨
રા. રા. ઉમીયાશંકર રામચંદ્ર રાવલ–મેનેજર વાંકાનેર સત્યબોધક નાટક કંપની ૨
રા. રા. રેવનદાસ ચતુરભાઇ પટેલ **ભાદરણ.** ૨
રા. રા. લક્ષ્મીચંદ માણેકચંદ હજુર શીરસ્તેદાર **જામનગર.** ૧
મે. રા. બા. જવેરભાઇ નાથાભાઇ દીવાન સાહેબ **લીંબડી.** ૨
મેસર્સ.કે.જે.મહેતા એન્ડબ્રધર્સ મરચન્ટ એન્ડ કમીશન એજન્ટ **અજમેર.** ૧
રા. રા. જુગલભાઇ રામશંકર **જલંદ.** ૧
મે. ઠાકોર સાહેબ શ્રી નારસીંગજી મહેરામણસીંગજી **દેહેવાણ.** ૧૦
રા. રા. નાથાલાલ મોરારજી કારભારી સાહેબ " ૧
મે. ઠાકોર સાહેબ. **સારોદ.** ૧૦
રા. રા. સોમેશ્વર પ્રભાશંકર રાજ્યવૈદ્ય **ઉમેટા.** ૨

**તારાપુર–ખંભાત.**

રા. સા. કેશવરામ પ્રભુરામ. તારાપુર દવાખાનાના દાકટર સાહેબ. ૧
રા. રા. અમીન. ભાઇલાલ તળશીભાઇ. ૧
રા. રા. હાથીભાઇ જીજીભાઇ દીપોટા મુખી. ૧
રા. રા. જેઠાલાલ રેવાશંકર તલાટી. ૧
રા. રા. નરશીહભાઇ તલશીભાઇ તલાટી. ૧
રા. રા. છોટાભાઇ હાથીભાઇ અમીન. **વસો–પેટલાદ.** ૧

આ પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મલશે.

ખંભાત—પુસ્તક પ્રસારક કંપની, [illegible]લીંગસ્ટ્રીટ

બુકસેલર—[illegible]ર હીરાલાલ

[illegible]ઇરકુબ સામે.

અમદાવાદ—બુકસેલર મહાદેવ રામચંદ્ર જોગુષ્ટે.

ત્રણ દરવાજા આગલ.

મુંબઇ—એન. એમ—ત્રીપાઠીની કંપની.

બુકસેલર—કાલબાદેવી રોડ.

